ચાગલ પત્રિકા નં. ૬   સ્વર્ગસ્થ સૌ. ઇંદુમતિ બ્હેનના સ્મરણાર્થે.

॥ ૐ ॥

# પ્રેમ

પા. પરમાનંદજી.

## પ્રેમરસ. રાગ સામેરી.

મનડું છકેલુંરે, મારૂં મન ઘેલુંરે, પ્રેમરસ પાનમાં...હો...જી.
પીતાં પીતાં, પ્રેમે થયુંરે ગુલતાન (૨)—મનડું૦

— સાખી —

પ્રેમ પ્રીતનો પ્યાર છે, રસમાં એ રસ સાર,
પ્રેમ તણો વિસ્તાર છે, સચરાચર સંસાર;
નિરાકાર અવિકાર એ, પ્રેમ તણો આકાર,
પ્રેમ જગત આધાર છે, પ્રેમ પ્રગટ કીરતાર;
મનડું મતેલુંરે—પ્રેમરસ પાનમાં હો......જી.

— સાખી —

પ્રેમ પરખવા મન ગયું, સુત-વિત-દારા માંય,
દેવળ તીર્થે તીર્થે ફર્યું, પણ પ્રેમ મળે નહિ ક્યાંય;
સદ્દગુરૂને શરણે જતાં, પ્રેમ દીસે ઘટ માંય,
ઘટ ઘટ વિશ્વ વિષે વસે, પરમ પ્રેમ પથરાય;
મન અલબેલુંરે—પ્રેમરસ પાનમાં હો...જી.-મનડું૦

શ્રાવણ સુદ ૮ શનીવાર ૬-૮-૨૭.

આવૃત્તિ પહેલી.   પ્રત ૧૦૦૦.

**ભજન.** રાગ **સામેરી.**

ભોગી રે ભોગી, અલ્યા અમે ભોગી રે ભોગી;
જેનાં પાપ હોય તે થાય જોગી, અલ્યા અમે૦ (ટેક)

જટા ધરે જગદીશ મળે તો, વડ વૈકુંઠે ચાલે રે;
દંડ ધરે દીનાનાથ મળે તો, આંધળાં લાકડી ઝાલે.—અલ્યા૦

ભસ્મ ચોળે ભગવાન મળે તો, ગર્ધવ છારમાં લોટે રે;
દંડવતે દયાળ મળે તો, *ભોરિંગ બ્રહ્મને ભેટે.—અલ્યા૦

વનમાં વસે વ્રજનાથ મળે તો, વનચર ગામ ન ઢુંકે રે;
શિંગીએ શામળીઓ મળે તો, બ્હેરા શંખ બહુ ફુંકે.—અલ્યા૦

જંગોટા કછોટા કંથા ગોદડી, શંખ ને શિંગી ફુંકો રે;
ભણે **નરસૈંઓ** તમે પ્રેમ ન જાણો. મિથ્યા વઢવું મૂકો.—અલ્યા૦



— છપ્પો —

જટા ધરે વડ વૃક્ષ, પતંગ નિજ બાળે કાયા,
જળચર જળમાં ના'ય, ધ્યાન ધરવા બગ ધાયા;
ગાડર મુડાવે શીશ, અજા મુખ દાઢું રાખે,
ગર્ધવ લોટે છાર, શુક મુખ રામજ ભાખે;
વળી મોર તજે છે માનુની, શ્વાન સકળનું ખાય છે;
કવિ **શામળ** કહે સાચા વિના, કોણ સ્વર્ગમાં જાય છે.

---

* ભોરિંગ=સર્પ, સાપ.



॥ ॐ गुरुः ॐ ॥

॥ "गुरोः कृपा हि केवलम्" ॥

॥ ॐ ॥

# * પ્રસ્તાવના *

એક ભાઇનો પત્ર આવેલો. તેના જવાબમાં આ 'લઘુલેખ' લખાયો છે. તે ભાઇ પોતાના પત્રમાં લખે છે કે "મ્હારો પત્ર આપે વાંચ્યો હશે અને મ્હારા પ્રેમમાં આપને ન્યૂનતા તથા કૃત્રિમતા લાગી હશે અને મ્હારાથી કંઇ અયોગ્ય લખાયું હશે જેને માટે આ રંક સેવક આપના ચરણમાં શિર્ષ નમાવી સા. દં. પ્રણામ કરી માફી માગે છે. રંક સેવકને માફી આપવી એ મહાપુરૂષનો સ્વભાવ છે."

આનો જવાબ નીચે પ્રમાણે છેઃ—

"ભાઇ ! તમારો પત્ર મળ્યો. વાંચી હૃદયને અત્યંત આનંદ થયો. અક્ષરની સુંદરતા, શબ્દમાધુર્ય, સારી ગોઠવણ તથા ભાષા પ્રેમ ને ભાવપૂર્ણ જોઇ હું ખરેખર હર્ષઘેલો બન્યો છું.

અંતરના ઉદ્દગારો સાચા પ્રેમ સિવાય નિકળતાજ નથી. તેમાં ન્યૂનતા કે કૃત્રિમતા હોતીજ નથી; અને સાચા પ્રેમમાં યોગ્ય-અયોગ્યનો વિચાર પણ હોતો નથી. તેમ હોય તો તે પ્રેમ સાચો નથી-અરે! તે પ્રેમજ નથી. 'જહાં પ્રેમ તહાં નિયમ ન રહહિ'-'**प्रेम तहां नियम नहीं**'-'જ્યાં છે પ્રેમ ત્યાં નથી નેમ' આ ન્યાય અનુસારે પ્રેમમાં નિયમ-કાયદો રહેતો નથી. નિયમ રહે, કાયદો રહે, ત્યાં સુધી સાચો પ્રેમ ન કહેવાય. કાયદા ભંગ કરવાની શકિત એક પ્રેમમાંજ રહેલી છે. પ્રેમજ કાયદા ભંગ કરવાની શકિત ધરાવે છે-" Love alone has the right to break law!" આ ઉપર એક દૃષ્ટાંત છે:- 'એક વખત એક રાજકુમાર ન્હાનપણમાં સરદારોનાં છોકરાંઓની સાથે સંતાકુકડીની રમત રમતો હતો. છોકરાંઓ સંતાઇ ગયાં ત્યારે ત્હેને છોકરાંઓ હાથ લાગતાં ન્હોતાં. ત્યાં એ રમત જોતો ઉભેલો એક માણસ બોલ્યો, 'આપના સોબતીઓને શોધી કહાડવાને આટલી બધી મહેનત શા માટે લેવી જોઇએ? આપ રાજા છો. તેઓને બહાર આવવાનો હુકમ કરો એટલે તેઓ તુરતજ આવશે.' રાજકુમાર બોલ્યો, 'તેમ કરવાથી રમતની મઝા જતી રહે, એવી રમતમાં કંઇ આનંદ આવે નહિ.'

માટે અહીં કાયદો ન ચાલે. કાયદો ચલાવા જઇએ તો ખેલ બગડી જાય છે—બધી મઝા જતી રહે છે. વાસ્તે અહીં આગળ આપણું પેલું ભજન ગાઇએ :—

" પ્રેમની વાત છે ન્યારી, ઓધવજી!
પ્રેમની વાત છે ન્યારી.—પ્રેમની૦"

× × × ×

પરમાત્મા સર્વ શક્તિમાન છે, તેથી તે તે અલક્ષ્યમાં-- અદૃશ્યસ્થિતિમાં પણ રહી સર્વ કાર્ય કરી શકે છે-જગતના સંપૂર્ણ વ્યવહાર ચલાવી શકે છે. તેમ છતાં જો તે અવરનવર (યુગ યુગમાં) અવતાર લે છે, તે કેવળ ભક્તોની સાથે પ્રેમક્રીડા કરવા ખાતરજ હોય છે. 'સાધુની રક્ષા' અને 'દુષ્ટની શિક્ષા' કરવી એ તો મૂળ સ્વરૂપમાં એટલે નિરાકાર સ્વરૂપમાં રહી પણ થઇ શકે છે, પરંતુ ભક્તોની સાથે 'પ્રેમક્રીડા' કરવી એ તો સાકાર સ્વરૂપમાંજ ઘટે છે. અહો! પ્રેમની તો બલિહારી! પ્રેમની ખાતર પ્રભુ સ્વમર્યાદા મૂકી દઈ નીચલી દશાને સ્વીકારે છે—પોતાની મહાન ગંભીરતા ત્યાગ કરી ભક્તોની સાથે પ્રભુ બચ્ચા જેવા બની રમે છે—'પ્રેમક્રીડા' કરે છે. બ્રહ્માદિ સર્વ દેવો બ્હી ગયા. પ્રભુની આગળ જતાં કોઇની હીમ્મત ચાલી નાહ—પ્રભુનો ક્રોધ કોઇથી સમ્યો નહિ; આખરે પ્રહ્લાદજી પ્રભુની પાસે ગયા. પ્રહ્લાદને જોતાંજ સર્વ ક્રોધ શાંત પડી ગયો અને પ્રભુએ પ્રહ્લાદને પોતાના ખોળામાં બેસાડી લીધા; અને પછી જીભથી પ્રહ્લાદનું આખું શરીર ચાટવા માંડ્યું. એવી રીતે પ્રેમની ખાતર ભક્તના આગળ પ્રભુ સંપૂર્ણ ગંભીરતા-મર્યાદા મૂકી દે છે.

"કેવા મોટા જગરાય, કેવા છોટા થઇ જાય! સ્વજનનેરે—કેવા૦"

"શેઠનો હુકમ ઝાંપા સુધી." ન્યાયાધીશ 'કોર્ટ'ની અંદર કાયદા ચલાવે છે—ગુન્હાની સજા કરે છે. પણ તેજ ન્યાયાધીશ જ્યારે ઘેર આવે છે ત્યારે તેનું ન્હાનું બાળક તેની પાસે આવે છે, અને તેના હાથની આંગળી ઝાલી તોતડુ તોતડુ બોલે છે. તેથી તે ન્યાયાધીશ પોતાનો પહેરેલો ડ્રેસ પણ ઉતારવાનો ભૂલી જાય છે

અને એકદમ બાળક જોડે રમવા બેસી જાય છે. રમતાં રમતાં બાળક કહે છે કે, 'બાપા તૂં ઘોડો થા!' એટલે તે ઘોડો થાય છે, અને બાળક તેની પીઠ ઉપર બેસી જાય છે. તેથી તે ન્યાયાધીશ જેમ કોર્ટમાં કાયદા મુજબ 'ભાન ભંગ' ગુન્હાની શિક્ષા ઠરાવે છે, તેમ કોઇપણ જાતની શિક્ષા અહીં આગળ નથી ચલાવતો.

પ્રેમમાં કાયદાનો અભાવ છે અને તેથી શિક્ષાનો પણ અભાવ છે. તો પછી **"માફી આપવી"** આ વાત–આ શિક્ષા–આ કાયદો ક્યાં રહ્યો ?"

અરે! પ્રેમ ખુદ એજ કાયદો છે–" Love is the only divine law ! " એટલુંજ નહિ પણ 'પ્રેમ' પોતેજ પરમાત્મા છે–'પ્રેમ' એજ પરમાત્માનું સ્વરૂપ છે–"Love is Heaven & Heaven is Love ! ! "

" Realization is God is through love ! "

" Nobody can realize unless he loves ! ! "

આ સ્વામી **'રામ'**ના કહેવા પ્રમાણે **'પ્રેમ'** એ પરમાત્માના સાક્ષાત્કારનું **'સાધન'** છે; અને "Love is God & God is Love" આમ ઉપર કહ્યા પ્રમાણે **'પ્રેમ'** એ પરમાત્માનું સ્વરૂપ તેથી તે **'સાધ્ય'** છે. એટલે **'પ્રેમ'** **'સાધન'** છે અને **'સાધ્ય'** પણ છે.

પ્રેમનો આવો મ્હોટો મહિમા છે. તે માટે આજે તે ઉપર થોડુંક વર્ણન કરીશ :—

॥ ॐ ॥

॥ ॐ गुरुः ॐ ॥

॥ "गुरोः कृपा हि केवलम्" ॥

ॐ

—મંગલાચરણ—સાખી.—

प्रथमहिं गुरुपद ध्याइये, जिन दीन्हों उपदेश।
जगत–जालको काटिके, मेटो सकल कलेश॥
सद्गुरु सहज लखादिया, झक मारत है काल।
मनवाणीकी गम नहीं, समझत बुद्धि विशाल॥

મંગલાચરણ—શ્લોક.—

यन्मात्रालवसागरोर्मिकणभुग् ब्रह्माण्डमानन्दभाक्
प्रोता येन जडाजडाः कविदशामद्भुत मानप्रदाः।
यस्यैषद्विरहेण याति सकलं मोहान्धकूपं जगत्
सोऽयं जीवनजीवनं विजयते प्रेमाभिधोऽस्मत्प्रभुः॥

ब्रह्मा न सर्जनविधौ न च विष्णुरत्याम्
शंभुर्न संहरणकर्मणि नापि कालः।
एकं तिरोहित समग्र विभेद भावम्
प्रेमाभिधं किमपि सत् प्रपृणाति विश्वम्॥

ॐ

॥ ॐ ॥

॥ "ॐ श्रीकृष्णः शरणं मम" ॥

## —મંગલાચરણ-પદ.—

### રાગ કલ્યાણ-તાલ ત્રિતાલ.

જય જય કૃષ્ણ, કમલદલ લોચન,
કલિમલ મોચન કંસ અરિરે. (ટેક).
જય જગવંદન, દેવકીનંદન (૨),
પરમાનંદ મુકુંદ હરિરે.—જય જય૦
જય વરદાયક, યદુકુળ નાયક (૨),
દાનવ-નાશક સબળ હરિરે.-જય જય૦
જય કમલાવર, જય મંગલકર (૨),
તમ ચરણે નમું પ્રેમ ધરીરે.-જય જય૦

---

### રાગ પૂહાડી માંડ-તાલ ધુમાળી.

હરિનામ જપો, પરમાર્થ એહી, જુઠે એ જગ વ્યવહારા;
ભવતાપ હરો, મનશાંત કરો, પીવો પ્રેમામૃતધારા:
પ્રભુ શરણ ગ્રહો, યદિ મુકિત ચહો, હે એહી એક આધારા.

---

ધૂન:— જય કૃષ્ણ કૃષ્ણ કૃષ્ણ જય કૃષ્ણ.

॥ ॐ ॥

॥ ॐ गुरुः ॐ ॥

॥ "गुरोः कृपा हि केवलम्" ॥

ॐ



# પ્રેમ

**પ્રેમનો મહિમા:—**

"प्रेम बराबर **योग** ना, प्रेम बराबर **ध्यान** ।
प्रेम–भक्ति बिन साधवो, सब है थो थो **ज्ञान** ॥"

અહીં '**योग**' એટલે 'કર્મ યોગ' (અષ્ટાંગ–હઠયોગ), '**ध्यान**' એટલે 'ધ્યાનયોગ' અને '**ज्ञान**' એટલે 'જ્ઞાનયોગ' એમ ( અર્થ ) સમજવો. અથવા તો 'કર્મ', 'ઉપાસના' ને 'જ્ઞાન' એમ ( ત્રણ કાંડ ) જાણવા.

આ **સાખીની** બીજી લીટીના છેલ્લા ચરણમાં "**सब है थोथो ज्ञान**" એમ કહેવાથી '**થોથો**' નો અર્થ 'નિષ્ફળ' એમ કરશો નહિ ( કેમકે "Nothing is useless in this world" એટલે "જગતમાં નિરૂપયોગી કશુંજ નથી" અને "Each is great in its own place" એટલે "સ્વસ્થાને દરેક શ્રેષ્ઠ છે" ), પણ 'શુષ્ક' એવો અર્થ કરવો. અર્થાત્ પ્રેમ વિનાનું જ્ઞાન કેવળ શુષ્ક નિવડે છે.

પહેલી લીટીમાં "**પ્રેમ बराबर योग ना, प्रेम बराबर ध्यान**" એમ કહેવાથી '**बराबर**' નો અર્થ 'સમાન—સરખા' એમ થાય છે. એટલે '**योग**', '**ध्यान**' અને '**ज्ञान**'—'કર્મયોગ' ( અષ્ટાંગ હઠયોગ ), 'ધ્યાનયોગ' અને 'જ્ઞાનયોગ' અથવા 'કર્મ', 'ઉપાસના' અને 'જ્ઞાન' એ બધાં શાસ્ત્રીય સાધન હોવા છતાં 'પ્રેમ' ના બરાબર ન થઇ શકે. આથી બીજાં સાધનોનું ખંડન થતું નથી, પણ 'પ્રેમ' કરતાં બીજાં સાધનો 'અપકૃષ્ટ' એટલે 'ગૌણ' છે અને 'પ્રેમ' સર્વથી 'ઉત્કૃષ્ટ' એટલે શ્રેષ્ઠ છે. એમ 'ઉત્કૃષ્ટતા—અપકૃષ્ટતા' નું કથન છે- 'મુખ્યતા—ગૌણતા, નો ભેદ સમજાવ્યો છે.

જ્યાં સુધી 'પ્રેમ' પ્રકટ ન થયો હોય, ત્યાં સુધી બીજાં સાધનો ભલે કર્યા કરે, કારણ કે તે બધાં સાધનો પ્રેમને મદદ કરનાર છે— પ્રેમને ખીલવનાર છે. અંતઃકરણને કેળવવા સારૂ—નિર્મળ કરવા સારૂ આ સરસ ઉપાય છે. પણ નિષ્પક્ષપાતની દૃષ્ટિથી વિચારીએ તો એ વાત ચોક્કસ રીતે સિદ્ધ થાય છે અને બધાને કબુલ પણ કરવું પડે છે કે "**પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે**"; અને તે પ્રગટ થયા પછી કોઇની મદદની આશા કે અપેક્ષા રાખતો નથી. પ્રેમ પ્રગટ થયા બાદ બીજાં સાધનોની ખાસ જરૂર રહેતી નથી પ્રેમ પ્રગટ થતાંજ બીજાં સાધનનો અભાવ થાય છે :—

— છપ્પો —

જ્યારે પ્રગટયો પ્રેમ, તુલસીના દળથી રાજી,<br>
જ્યારે પ્રગટયો પ્રેમ, ખાધી ખીચડી ને ભાજી;<br>
જેને પ્રગટયો પ્રેમ, પ્રેમને તે નર જાણે,<br>
જેને પ્રગટયો પ્રેમ, તેહને વેદ વખાણે;

મનમાં જો પ્રેમ પ્રગટ થયો, એક રતિભર જેહને;
કહે **નરભેરામ** ગુરૂ થકી, નિત્ય બલિહારી તેહને.

હવે અહીં આપણે ગાઇશું કેઃ—

## " सबसें ऊंची प्रेम सगाई "

## રાગ ભીમપલાશ—તાલ ત્રિતાલ.

સબસેં ઉંચી પ્રેમ સગાઇ.
દુર્યોધનકો મેવો ત્યાગો, સાગ વિદુર ઘર પાઇ. ॥ધ્રુ૦॥
જૂઠે ફલ શબરીકે ખાયે, બહુ વિધિ પ્રેમ લગાઇ;
પ્રેમકે વશ નૃપ-સેવા કીન્હી, આપ બને હરિ નાઇ. ૧
રાજસુયજ્ઞ યુધિષ્ઠિર કીનો, તામેં જૂંઠ ઉઠાઇ;
પ્રેમકે વશ અર્જુન-રથ હાંકયો, ભૂલ ગયે ઠકુરાઇ. ૨
ઐસી પ્રીતિ બઢી વૃંદાવન, ગોપિન નાચ નચાઇ;
સૂર કૂર ઇસ લાયક નાહીં, કહાંલગ કરો બડાઇ. ૩

વાહ ! 'પ્રેમ' ! તને ધન્ય છે. તારી જય થાઓ ! ! સંસારમાં પ્રેમજ સાર છે—પ્રેમજ એક સાચી વસ્તુ છે :—

## હરિગીતની ઢબ અગર સોહિનીની ગઝલ.

"દુનિયા કદી સાચી નહિ, સાચો અમારો પ્રેમ છે;
સાચો અમારો એ પ્રભુ, બસ બાકી સઘળો વ્હેમ છે.
આનંદ પ્રેમ મહીં ભર્યો, વરણી શકે નહિ એમ છે;
દૃષ્ટિ બીજે કંઇ જાય નહિ, બસ એ અમારો પ્રેમ છે.
એ પ્રેમ ઘેલાં પ્રેમમાં, આનંદ રસ ઉભરાવતાં;
હું તું તણું બસ ભાન તજી, એકાત્મ પદને ગાવતાં."

પણ મુદ્દાની વાત તો એ છે કે જેની પર પ્રભુની કૃપા હોય છે તેનેજ આ 'પ્રેમ' મળે છે. જ્યારે પ્રભુની કૃપા થાય છે, ત્યારેજ આ 'પ્રેમ' મળે છેઃ—"**પ્રેમ પુરો મળે કૃપા હોય શ્રીરામની.**"

— છપ્પો —

"નથી નીપજતો પ્રેમ, વાડીમાં પાણી પાતાં,
નથી નીપજતો પ્રેમ, તેલ ચોળ્યાથી તાતાં;
નથી મળતો કાંઇ પ્રેમ, ગાંધી દોશીને હાટે,
નથી મળતો કાંઇ પ્રેમ, ખોળતાં વાટે ઘાટે;
નથી મળતો પ્રેમ તપાસતાં, ગુજરી ગામો ગામની;
કહે **નરસૈો** પ્રેમ પુરો મળે, કૃપા હોય શ્રીરામની."

જ્યાં સુધી 'પ્રેમ' પ્રગટ થયો ન હોય, ત્યાં સુધી અન્ય સાધનો ( કર્મયોગ, ધ્યાનયોગ, જ્ઞાનયોગ વિગેરે ) ભલે કરતા રહે. તેમાં ના નથી. કેમકે- "Deserve before you desire" એટલે "કોઇપણ વસ્તુની ઇચ્છા કરો તે પહેલાં તે મેળવવાને લાયક બનો" આ ન્યાયની દૃષ્ટિએ અન્ય સાધન મદદ કરનાર ખરાં-સાધકને પ્રેમ મેળવવામાં લાયક બનાવનાર ખરાં: એ વાત કબુલ, છતાં પણ પુરો પ્રેમ તો ત્યારેજ મળશે જ્યારે "**कृपा होय श्रीरामनी.**"

માટે પ્રભુની કૃપા મેળવવા સારૂ આપણે દીનભાવે પ્રભુની પાસે પ્રાર્થના કરવી જોઇએ. ચાલો, ત્યારે સર્વે ભાઇઓ મળી કરૂણસ્વરે પ્રભુની પ્રાર્થના કરીએઃ-

પ્રથમ તો :—

રાગ. **બિહાગ—ત્રિતાલ.**

જય જગદીશ હરે.
ભક્તજનોંકા સંકટ છિનમેં (૨) દૂર કરે

જો ધ્યાવે ફલ પાવે, દુખ વિનસે મનકા. ॥ ધ્રુ૦ ॥ —જય૦
સુખ સંપત્તિ ગૃહ આવે, કષ્ટ મિટે તનકા,
માત પિતા તુમ મેરે, શરણ ગ્રહું કિસકી;
તુમ બિના ઔર ન દૂજા, આશ કરૂં જિસકી. ૧ —જય૦
તુમ પૂરણ પરમાત્મા (૨), તુમ અંતર્યામી
પારબ્રહ્મ પરમેશ્વર, તુમ સબકે સ્વામી.
તુમ કૃપા કરૂણા કે સાગર, તુમ પાલન કરતા
મૈં મૂરખ ખળ કામી, કૃપા કરો ભરતા. ૨ —જય૦
તુમ હો એક અગોચર, સબકે પ્રાણપતી (૨)
કિસ બિધ મિલૂં ગુંસાંઇ, તુમકો મૈં કુમતી
દીનબંધુ દુખ હરતા (૨). ઠાકુર તુમ મેરો
અપને હાથ ઉઠાવો, દ્વાર પર્યો તેરો;
વિષય વિકાર મિટાવો, પાપ હરો દેવા
શ્રદ્ધા ભક્તિ બઢાવો, સંતનકી સેવા. ૩ —જય૦

પછી:—

### રાગ ભૈરવી—તાલ દાદરા.

રચા પ્રભુ તૂને યહ બ્રહ્માંડ સારા
પ્રાણોંસે પ્યારા, તૂંહી સબસે ન્યારા. ધ્રુ૦
તૂંહિ ભાઇ બંધુ, તૂંહિ જગત જનની
સકલ જગતમેં એક તેરા પસારા —રચા૦ ૧

— સાખી —

ધર્મ દૂધસેં માતા તુમ હમકો પાલો,
દેઓ ખોલ વિદ્યાકા અપને ભંડારા.
તૂંહિ ભાઇ બંધુ૦...... —રચા૦ ૨

— સાખી —

નમા કર શીશ પ્રભુ વિનતી હમારી,
દેઓ દાન ભકિતકા હોવે નિસ્તારા.
તૂંહિ ભાઇ બંધુ૦...... —રચા૦ ૩

—: ૐ :—

**પ્રેમનું સ્વરૂપ :—**

પ્રેમ સંપૂર્ણ જગતની અંદર—સર્વ વસ્તુની અંદર પ્રસરી રહેલો છે—દરેક વસ્તુમાં અનુસ્યૂત્—ભરપુર છે. જ્યાં જુઓ ત્યાં પ્રેમનોજ ભપકો—પ્રેમનોજ ચમકારો—પ્રેમનીજ ઝાખી.

એજ પ્રેમ જુદીજુદી સ્થિતિઓદ્વારા રસાયણિક આકર્ષણ શકિત (Affinity), સંસકત્યાકર્ષણ શકિત (Cohesion), ગુરૂત્વાકર્ષણ શકિત, લોભ, વાસના, અભિલાષા, મહત્વાકાંક્ષા વિગેરે રૂપે ક્રમે ક્રમે વ્યકત થાય છે. જુદીજુદી રીતે અને જુદાજુદા પ્રમાણમાં પ્રેમનાં આન્દોલનો થતાં તે ચુંબન ધર્મ વિદ્યુતશકિત (Magnation), પ્રકાશ, ઉષ્ણતા, અને ધ્વનિ ઇત્યાદિ નામથી ઓળખાય છે. જડ પરમાણુઓજ તે શકિતનું મૂળ બિદુ છે, એજ તેની યથાર્થ કલ્પના સમજવી. તેથી જડ વસ્તુઓ પણ મૂળમાંથી જોઇએ તો ઘટ્ટ થએલો પ્રેમજ છે. કાયદો અને નિયમ એ અનેકત્વમાં રહેલું ઐકય (unity is diversity) હોવાથી વિવિધતામાં હોતી એકવિધતા અને વૈચિત્ર્યમાં રહેલું સામ્ય એ સૌ પ્રેમનાંજ જુદાં જુદાં રૂપો છે. વિચક્ષણ છુપી પોલીસ, કપટી જાસુસો, કપટી સંદિગ્ધ મિત્રો, પ્રબળ શત્રુઓ, દગાખોર સોબતીઓ વિગેરેમાં પણ પ્રેમનીજ શકિત કામ કરી રહી છે. પ્રેમ સામ્રાજ્ય સિવાય બીજી કોઇ સરકારનું

રાજ્ય દુનિયા પર ચાલતું નથી. દરેક વસ્તુ પ્રેમમય છે. એક તત્ત્વજ્ઞાનીના કહેવા પ્રમાણે 'દ્વેષ' નો અર્થ 'વિકાર પામેલો પ્રેમ'; અને 'ભીતિ'નો અર્થ 'સંકુચિત પ્રેમ' એમ છે. જો તેમ ન હોય તો ભીતિ ઉપર પ્રેમની સત્તા શી રીતે જામે? રૂપીઆની થેલી જંગલમાં થઇને લઇ જનાર માણસને એ પ્રિય ધનને લીધેજ બીક લાગે છે. મુક્ત મનુષ્ય જે મળે તેનો સત્કાર કરે છે. મુક્ત મનુષ્ય 'સમાન પ્રેમ' અનુભવી શકે છે. ખરૂં જોતાં પ્રેમરૂપી એકજ શક્તિ જગતમાં હોવાથી "પ્રેમમાં લીન થવું એજ '**ઉદ્ધાર**' છે–એજ '**મુક્તિ**' છે."

અને જાણે અજાણે એ પ્રેમ–સાક્ષાત્કારનો અનુભવ લેવા પ્રયત્ન કરવો એનું નામ '**જીવન**' છે.

હવે આ **પ્રેમનો સાક્ષાત્કાર કરવા માટે પ્રયત્ન** શો કરવો તે ટુંકમાં કહીશ :—

પ્રથમ તો 'શ્રદ્ધા' અને 'ધીરજ' ની ખાસ જરૂર છે. 'શ્રદ્ધા' અને 'ધીરજ' આ બે સાધન બરોબર મજબૂત હોય તો આગળ 'અભ્યાસ' તથા અંતમાં 'સાક્ષાત્કાર' અનુકૂલ અને સુલભ થઇ પડે છે.

દરેક માનવ હૃદયમાં દિવ્ય પ્રેમ પ્રકાશી રહેલો છ. જો કે ઘણીવાર તે પ્રકાશ મોટી અને સહેલાઇથી ન ભેદી શકાય તેવી દિવાલોથી આચ્છાદિત થએલો હોય છે, છતાં માનવ હૃદયમાં 'દિવ્ય પ્રેમ' તો છેજ. અને તે પ્રેમ અમર અને શાશ્વત છે. તે મનુષ્યમાં રહેલું સત્ય છે. તેજ આત્માની શાશ્વત દોલત છે. તે પ્રેમજ ખરો અને અમર પદાર્થ છે.

દુનિયામાં સઘળું બદલાય છે અને નાશ પામે છે, પણ આ 'દિવ્ય પ્રેમ' તો શાશ્વત છે—તે કદાપિ બદલાતો નથી.

પોતાના હૃદયને સારી પેઠે કેળવવાથી—હૃદયરૂપી ભૂમીને સારી પેઠે ખેડવાથી આ 'દિવ્ય પ્રેમ' પ્રગટ થાય છે, અને ક્રમે કરી પ્રેમની પરાકાષ્ઠાએ પહોંચી મસ્ત દશાનો અનુભવ કરી શકાય છે. તે માટે આપણે કટીબદ્ધ થઇ પુરૂષાર્થ કરવાનો છે—દૃઢ અભ્યાસ કરવાનો છે; અને તે **આત્મનિગ્રહ** વા **આત્મસંયમ** છે. "પ્રણવ ઉપાસના—ધ્યાન—જપ—રટણ—કીર્તન" એજ આત્મનિગ્રહ કરવાનો ઉપાય છે. ( આ વિષય આપણા '**પાગલ—પસંદગી**' પુસ્તકમાં સ્પષ્ટ રીતે સમજાવ્યો છે,—ત્યાંથી જોઇ લેવો.)

**અભ્યાસની રીત:—**

**પ્રથમ ધ્યાનમાં સ્થિત થવું. પાતંજલમુનિએ યોગસૂત્રમાં** ધ્યાનનું લક્ષણ બતાવ્યું છે કે, "तत्र प्रत्यैकतानता ध्यानम्" એટલે "ધારણા-પ્રદેશમાં—બ્રહ્મમાં—પરમાત્મામાં—આત્મામાં અથવા તો સગુણ બ્રહ્મમાં કે સાકારમૂર્તિમાં ( અધિકાર પરત્વે ) વૃત્તિની એકતાનતા તે '**ધ્યાન.**'" "ધ્યેયાકાર વડે—બ્રહ્માકાર વડે જે વૃત્તિની સ્થિતિ તે **ધ્યાન.**" એક અંગ્રેજ તત્ત્વવેત્તા ધ્યાનની વ્યાખ્યા કરે છે કે:—"કોઇપણ વસ્તુ સંબંધી સંપૂર્ણ જ્ઞાન મેળવવાના હેતુથી તે વસ્તુના વિચારમાં સંપૂર્ણ મગ્ન થઇ જવું તેનું નામ '**ધ્યાન**' છે."

"ૐ કારનો દીર્ઘ ( લાંબો ) ઉચ્ચાર કરી તે નાદ સમી ગયા બાદ જે નિરાલમ્બ સ્થિતિ એટલે કોઇપણ આલમ્બન સિવાય વૃત્તિની જે ( નિસ્ફુરણ ) સ્થિતિ તે '**ધ્યાન**' છે."

**(૨) જપ.**

પછી ધ્યાનમાંથી ઉતરેલી એટલે કંટાળો પામેલી વૃત્તિને '**જપ**' માં લગાડવી. તે જપ પણ સ્વાભાવિક ચાલતા શ્વાસોશ્વાસમાં

કરવો. ( આ વિષય આપણા **'પાગલ—પસંદગી'** માં પાન ૬૩ ભજન નં. ૩૨, " **अजपाजापनुं स्वरूप** " આ ભજનમાં સારી રીતે દેખાડેલ છે. ત્યાં જોઇ લેવું. )

(૩) **ગુંજન**, (૪) **રટણ**, (૫) **કીર્તન.**

ત્યાં પણ વૃત્તિ થાકે—વિક્ષેપ પામે કે તરતજ "ૐ" નું **'ગુંજન'** ચાલુ કરવું. એમાંથી પણ કંટાળો ત્યારે ચાલતાં ફરતાં-સર્વ વ્યવહાર કરતાં-સર્વ અવસ્થામાં-સર્વ વ્યવહારીક સ્થિતિમાં પણ મનમાં કે વાચામાં " ગુરૂ ૐ "—" ૐ " નું **'રટણ'** કર્યા કરવું. અને આખરે (મંડળમાં ભળી-સર્વની સાથે) **'કીર્તન'** કરવું.

એવી રીતે **'અનુલોમ-વિલોમ' થી એટલે ઉપરથી નીચે** અને નીચેથી ઉપર અર્થાત્ 'ધ્યાન' થી ' કીર્તન ' સુધી અને ફરી ' કીર્તન ' થી ' ધ્યાન ' સુધી એક પછી એક આ રીતે સાધન કરવું. આમ કરવાથી કાળે કરી **' આત્મ સંયમ '** સાધી 'દિવ્ય પ્રેમ' નો સાક્ષાત્કાર કરી શકાશે.

કેવળ **'કીર્તન'** થી પણ 'આત્મ નિગ્રહ' સાધી શકાય છે, અને 'દિવ્ય-પ્રેમરસ' નો અનુભવ કરી શકાય છે—**'દિવ્ય ભાવ'** પ્રગટે છે. **ગૌરાંગ મહાપ્રભુ** ( Lord Gauranga ) નો આ સિદ્ધાંત હતો. પણ આ 'કીર્તન' માં મુખ્યત્વે કરી કરૂણરસયુકત-ભાવપૂર્ણ 'સ્તુતિ'-'પ્રાર્થના' તથા 'ધૂન' હોવાં જોઇએ.

(૬) **પ્રેમભાવ.**

આ સિવાય **સર્વ પ્રાણી સાથે પ્રેમભાવ રાખવો.** જગતમાં સર્વ પ્રાણીની અંદર સંપૂર્ણ વસ્તુની અંદર એકજ આત્મા વ્યાપી રહેલો છે. જે આત્મા તમારામાં છે તેજ આત્મા સર્વ

પ્રાણીમાં-સંપૂર્ણ વસ્તુમાં પણ છે. અને એ આત્મા પરમ પ્રેમસ્વરૂપ છે. તમામ પ્રેમ-પ્રેમનો ભંડાર-પ્રેમનો ખજાનો આત્મામાં રહેલો છે. માટે પ્રાણીમાત્ર પોતાનો પ્રેમ સ્વરૂપ આત્માજ છે એમ સમજ દરેકની સાથે **પ્રેમભાવ** રાખવો—દરેકને પ્રેમ દૃષ્ટિએ જોવો.

"જ્યાં જ્યાં નજર જનની ફરે, ત્યાં પ્રેમમય પરમાત્મા;
પ્યારા પ્રભુ પરમાત્માનો, આ રૂડો છે આત્મા."

ॐ

**પ્રેમભાવનો પ્રભાવ:—**

એમ કરવાથી **ભાવના—બળ** વધશે અને ભાવનાબળથી તમે ધારો તે કરી શકશો. **ભાવનાનીજ સિદ્ધિ છે.**

એક મહાન પુરૂષ છે:—

"If ye say unto this Mountain, be thou removed & be thou cast into the Sea, it shall be done."

એટલે "જો તમે **પર્વતને** કહેશો કે અહીંથી ચાલ્યો જા અને દરીઆમાં પડ તો તેમ પણ થશે." મતલબ કે જ્યારે ભાવના—બળથી તમે જડ વસ્તુ ઉપર પણ કાબુ મેળવી શકો છો-તેઓ પર તમારી સત્તા ચલાવી શકો છો તો પછી ચૈતન્ય પદાર્થ ઉપર તેમ કરી શકો એ વાત પૂછવાની શાની હોય? અરે! **ભાવના-બળથી-પ્રેમભાવથી તો ભગવાન પોતે ભકતને આધીન થાય છે! અને ભક્ત પણ તેમના ઉપર સત્તા ચલાવે છે!! —હુકમ ચલાવે છે!!!**

અલબત્ આ વાત મર્યાદાચુસ્ત લોકોને તો બહુજ કડક લાગશે, અને આવા ભકતને તથા લેખકને તેઓ ગાળો ભાંડશે. પણ, બાપ્ર! આતો પ્રેમનો વ્યવહાર છે—શુદ્ધ પ્રેમનો પ્રસંગ છે—દિવ્ય

પ્રેમનો કલ્લોલ અને અલૌકિક-પ્રેમ-ક્રીડા છે. એમાં અરસિક જનનો પ્રવેશ નથી.

"પ્રેમની વાતોમાં ઓધા ! તમે શું જાણો ?
બીજા શું જાણે સંસારી ?—
ઓધવજી ! પ્રેમની વાત છે ન્યારી."

મર્યાદાચુસ્ત આચારી પુરૂષનું અહીં કામ નથી. તેઓને એ વાત દુર્ગમ્ય છે-સમજ પડે કે ગળે ઉતરે એવું નથી. અહીં મર્યાદા કે કાયદો ન ચાલે. અહીં તો મર્યાદાનો ભંગ છે-કાયદાનો ભંગ છે. કાયદા ભંગ કરવાની શક્તિ એક પ્રેમમાંજ રહેલી છે-પ્રેમજ કાયદા ભંગ કરવાની શક્તિ ધરાવે છે. "Love alone has the right to break law." મર્યાદા રહે-કાયદો રહે ત્યાંસુધી સાચો પ્રેમ ન કહેવાય. "પ્રેમ તહાં નિયમ નહીં."

**ભગવાન રામચંદ્રજી** જ્યારે શવરીના આશ્રમમાં ગયા ત્યારે શવરીએ સંગ્રહી રાખેલાં બોર ભગવાનને ખાવા આપ્યાં. તે દરેક બોર ઉપર કોઇનું કરડેલાનું ચિન્હ ભગવાને જોયું. તે ઉપરથી ભગવાને શવરીને પૂછ્યું, "શવરી ! આ બધાં બોર કોઇનાં ખાધેલાં જણાય છે. શું ? આ ચકલીનાં ખાધેલાં છે ? આ સાંભળી શવરીએ કહ્યું, "ના પ્રભુ, આ ચકલીનાં ખાધેલાં નથી. એ તો મેં ચાખી જોયાં છે કે ખાટાં છે કે મીઠાં છે. તે મારા દાંતે કરડેલાનું ચિન્હ છે." આ સાંભળી ભગવાન પ્રસન્ન થયા. અને શવરીનો સાચો પ્રેમ જાણી તે એઠાં બોર પોતે આરોગવા માંડયાં.

"કરમાબાઇનો આરોગ્યા ખીચડો, ને વિદુરની ખાધી ભાજી;
એઠાં બોર શવરીનાં ખાધાં, વ્હાલે છપ્પનભોગ મેલ્યા ત્યાગીરે-
વ્હાલો પ્રેમને વશ થયા રાજીરે, એમાં શું કરે પંડિત ને કાજી."

" જૂઠે ફલ શબરીકે ખાયે, બહુ વિધિ પ્રેમ લગાઇ;
પ્રેમકે વશ નૃપ-સેવાકીની, આપ બને હરિ નાઇ.
—સબસે ઉંચી પ્રેમ સગાઇ."

પણ લક્ષ્મણજી શવરી ઉપર ગુસ્સે થયા, અને શવરીએ આપેલાં બોર તેમણે ખાધાં નહિ—બહાર ફેંકી દીધાં. લક્ષ્મણજીને ભગવાને ઇસારાથી સમજાવ્યા અને કહ્યું, "લક્ષ્મણ ! જાઓ, બહાર જઇને બેસો. આ બોર મ્હને બહુજ મીઠાં લાગે છે, માટે હું ખાઇને ત્હમારી પાસે આવું છું. તમે તો બહાર જાઓ, તમારૂં અહીં કામ નથી. જેમ સ્ત્રી-પુરૂષના સમાગમ સ્થળે ત્રીજા માણસને રહેવાનો અધિકાર હોતો નથી, તેમ ભકત અને ભગવાનની લીલામાં ત્રીજા પુરૂષનો અધિકાર નથી. કેમકે તે પરસ્પરની લીલા તે માણસ સમજી શકે નહિ. ઘરની વાત ઘરવાળાજ સમજી શકે છે. ભગવાનની લીલા ભકતજ સમજી શકે અને ભકતની લીલા ભગવાનજ સમજી શકે છે." એમ કહી ભગવાને લક્ષ્મણજીને વિદાય કર્યા, અને "**ભકતના ભગવાન**" અને "**ભગવાનના ભકત**" એમ પોતેજ સિદ્ધ કરી દેખાડયું.

ત્યારપછી કેટલાક વખતસુધી ભકતની સાથે પ્રેમ-ક્રીડા કરી ભગવાને ભકત-પ્રેમી શવરીને ઉપદેશ કર્યો અને પોતે વિદાય થઇ લક્ષ્મણજીની પાસે આવી પહોંચ્યા. ત્યાં લક્ષ્મણજીને પણ ઉપદેશ કરી ભકિતનું-પ્રેમનું રહસ્ય સમજાવી ભગવાને લક્ષ્મણજીનો ગર્વ ઉતાર્યો. લક્ષ્મણજી પ્રેમનું રહસ્ય સમજ્યા. જો કે તે પણ એક સમે મર્યાદાયુસ્ત—આચારવાન હતા, છતાં તેમના ઉપર ભગવાનની કૃપા પૂર્ણ હોવાથી—તે ભગવાનના પૂર્ણ કૃપાપાત્ર હોવાથી

તેમને (લક્ષ્મણજીને) પ્રેમનું રહસ્ય સમજાયું; પરન્તુ આધુનીક વેદીઆ ઢોર (unpractical) મર્યાદાચ્યુત-આચારીઓને એ વાત સમજ પડવી ઘણીજ મુશ્કેલ છે. અથવા તેઓનો શો અપરાધ ? ઇશ્વરની માયા પ્રબળ છે. બ્રહ્મા જેવા ન સમજી શક્યા, તો પછી બીજાની વાત શું ?

"પ્રેમની વાતોમાં ઓધા! બ્રહ્માજી ભૂલ્યા,
વેદ મેલ્યા છે વિસારી-ઓધવજી પ્રેમની વાત છે ન્યારી."

તે સિવાય ઘણા ભક્તોનાં દૃષ્ટાંત મોજૂદ છે કે જેઓએ પ્રેમ ભાવનાના બળથી ભગવાનને વશ કરી લીધા છે અને મરજી મુજબ હુકમ ચલાવી તેમનાથી કામ પણ કરાવી લીધાં છે ! ! **ધના ભક્તે** હુકમ કર્યો, "મ્હારી ગાય ચરાવો !" પ્રભુએ ગાય ચરાવી. **નરસી મહેતાનો** હુકમ પ્રભુએ સારી પેઠે ને ઘણે રસ્તે બજાવ્યો.

એવી રીતે ભક્તોના હુકમને વશ વર્તી થઇ ભક્તવત્સલ ભગવાન ભક્તોની નોકરી કરે છે-ખીજમત્ ઉઠાવે છે અને છતાં તેઓના પંજામાંથી છુટી શકતા નથી.-તેઓના કબજામાંથી નીકળી શકતા નથી. બસ એજ **'ભાવના બળ.'**

છુટવા માટે ભગવાન પ્રયત્ન તો ઘણો કરે છે, પણ જાય શી રીતે ? **સૂરદાસજીએ** કહ્યું :—

**"हस्तमुत्क्षिप्य यातोऽसि बलात्कृष्ण किमद्भुतम् ।
हृदयाद्यदि निर्यासी, पौरुषं गणयामि ते ॥"**

"હે કૃષ્ણ તમે મારો હાથ છોડાવીને નાસી જાઓ છો, એમાં નવાઇ શી કરી ? હાથ તરછોડી નાસી જવું એ તો બૈરાંનું કામ છે; પણ જો મારા હૃદયમાંથી નિકળી જાઓ, તોજ તમને મરદ ગણીશ-તોજ તમારી મરદાઇ જાણીશ."

આપણા ભજનમાં પણ છેલ્લી કડીમાં એજ કહ્યું :—

"વલ્લભના સ્વામી પ્રભુ રસીક શિરોમણી,
. નીસરવાતી નથી બારી—ઓધવજી !
પ્રેમની વાત છે ન્યારી."

અહાહા ! પ્રેમનો શો મહિમા ! પ્રેમનો શો પ્રભાવ ! !



**અભ્યાસ અને સાક્ષાત્કાર દરમ્યાન સ્થિતિ:- સાક્ષાત્કાર થતાં સુધી 'શ્રદ્ધા'ને 'ધીરજ' જાળવી રાખવી— તે માટે સૂચના:—**

પણ પ્રેમની આવી પરાકાષ્ઠાએ પહોંચવાને તેનો સાક્ષાત્કાર કરવાને મનુષ્યે ઘણા ખંતથી અને દઢતાપૂર્વક પોતાના મન અને હૃદયને કેળવવાં જોઇએ, 'ધૈર્ય' વધારવું જોઇએ અને 'શ્રદ્ધા' ને ખીલવવી જોઇએ. કારણ કે '**દિવ્ય પ્રેમ**' નું આપણને દર્શન થાય તે પહેલાં ઘણી મુશ્કેલીઓ હઠાવવી પડે છે અને ઘણી સ્થિતિઓ પ્રાપ્ત કરવી પડે છે. જે આ '**દિવ્ય પ્રેમ**' જોવાને અને અનુભવવાને પ્રયત્ન કરે છે, તેને અનેક પ્રકારની કસોટીઓમાંથી જરૂર પસાર થવું પડે છે. તેની 'ધીરજ' ની તો ખાસ કસોટી કહાડવામાં આવે છે; કારણ કે જેનામાં ઉચ્ચ પ્રકારની 'ધીરજ' નથી હોતી તે મનુષ્ય કેવી રીતે '**દિવ્ય જ્ઞાન**'—'**દિવ્ય પ્રેમ**' પ્રાપ્ત કરી શકે ?

એક પ્રખ્યાત લેખક જણાવે છે કે, "Those also serve who work and wait." "જેઓ કામ કરીને ફળ આવે ત્યાં સુધી ધીરજ ધારી રાખે છે, તેઓ પણ ખરા 'સેવકો' છે."

ઘણે ઠેકાણે એમ જોવામાં આવે છે કે, જેમ જેમ મુમુક્ષુ સાધન માર્ગે આગળ વધવા માંડે છે તેમ તેમ ઘણીવાર તેમનું કામ નિષ્ફળ જતું હોય અને તેમના પ્રયત્નો નિરૂપયોગી થતા હોય એમ તેમને જણાય છે; અને આ કામમાં જરા ઉતાવળનું પગલું ભરવાથી તેમનું કામ બગડી જતું લાગે છે. ઘણીવાર જ્યારે તેમને એમ ભાસે છે કે મ્હારૂં કામ હવે પુરૂં થયું અને હું **'દિવ્ય પ્રેમ'** ના સાક્ષાત્કાર કરવાની તૈયારીમાં છું, તેવામાં એકાએક તે 'દિવ્ય પ્રેમ' ની આકૃતિ અદૃશ્ય થાય છે અને તેને બદલે તે **પોતાની સ્વાર્થ મિશ્રિત બેડોળ આકૃતિ** નિહાળે છે. આ રીતે કડવો અનુભવ મળે છે, અને તેથી તે હવે તે માર્ગે નહિ જતાં આગળ વધવા માંડે છે, અગર તો તે કરતો હતો તે સાધન છોડી બેસે છે અને સાધન માર્ગ મૂકી અવળે રસ્તે ચઢે છે. પણ જે મનુષ્યે ઉચ્ચમાં ઉચ્ચ પ્રેમ અનુભવવાને મન સાથે દૃઢ પ્રતિજ્ઞા કરી છે, તેવો મનુષ્ય **નિષ્ફળતા શું તે સમજતોજ નથી.**

ભગવાનના **ગીતા વાક્યોજ** તેને આશ્વાસન આપે છેઃ—

**" નેહાભિક્રમનાશોऽस्ति, प्रत्यवायो न विद्यते ।**
**स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात् ॥ "**

(ગીતા. અધ્યાય ૨ જો, શ્લોક ૪૦)

અર્થઃ—(આ યોગ પૂરો ન થાય તો પણ) આમાં આરંભનો નાશ થતો નથી અને (આરંભ કરેલો વચમાંજ મૂકી દેવાથી) કાંઇ દોષ (પણ) લાગતો નથી એ ધર્મ ઘણો થોડો પણ પળાયો હોય તો તે મ્હોટા ભયથી ઉગારે છે.

**" नहि कल्याणकृत्कश्चिद्दुर्गतिं तात गच्छति. "**

(ગીતા. અધ્યાય ૬ ઠ્ઠો, શ્લોક ૪૦.)

અર્થ:—હે તાત ! કલ્યાણુ એટલે શુભકર્મ કરનાર કોઇપણુ દુર્ગતિને પામતો નથી.

" कौन्तेय प्रतिजानीहि न मे भक्तः प्रणश्यति. "

(ગીતા. અધ્યાય ૯ મો, શ્લોક ૩૧.)

અર્થ:—હે કૌંતેય ! મારો ભકત કદી પણુ વિનાશ પામતો નથી. એમ તું પ્રતિજ્ઞાપૂર્વક જાણુ. (અથવા એવું હું પ્રતિજ્ઞાપૂર્વક કહું છું તે તું જાણુ).

અહાહા ! કેવા સોનેરી શબ્દો ! કેવા જીગરના—વ્હાલનાં સુવર્ણ અંકિત વાકયો !! જગત ઉપર આ "ગીતા" ન હોત તો મુમુક્ષુની શી દશા થાત ? આ 'ગીતા વાકયો' જ મુમુક્ષુના જીવનને ટકાવી રાખે છે અને તેની 'ધીરજ' ને નવી નવી વધારે છે. તેથીજ તે કહે છે, "इहजन्मनि न स्यात्, जन्मान्तरे वा स्यात्, त्वरया किं प्रयोजनम्" અને ફરી ભગવાનના 'ગીતા વાકયને'—'અભય વાકય' યાદ કરી મુકત-કંઠે પોકારીને કહે છે:—"अनेक जन्मसंसिद्धस्ततो याति परां गतिम् " (ગીતા. અધ્યાય ૬ ઠ્ઠો, શ્લોક ૪૫)

આ પ્રમાણે 'ધીરજ' અને 'શ્રદ્ધા' ઉપર કાબુ મેળવી મુમુક્ષુએ પોતાનું કર્તવ્ય કર્યા કરવું-પોતાનો ઉદ્દેશ સાધવો. **'શ્રદ્ધા અને ધીરજ' એ બેજ જીંદગીની મુખ્ય શક્તિઓ છે, 'શ્રદ્ધા અને ધીરજ' એ બે જાણે બે પગ છે અને તેના ઉપર સર્વ સાધનોરૂપી અવયવો ઉભા રહેલા છે,** માટે અભ્યાસીને-મુમુક્ષુને 'શ્રદ્ધા અને ધીરજ' એ બે વસ્તુ ખાસ જરૂરની છે. ભગવાન પાતંજલ મુનિ યોગસૂત્રમાં લખે છે, "स तु दीर्घकाल नैरन्तर्यं सत्कारासेवितो दृढभूमिः" " તે (અભ્યાસ) પણ લાંબા વખત સુધી (long since)

નિરંતર (regularly) અને સત્કાર એટલે શ્રદ્ધા (faith) વડે સમ્યક્ પ્રકારે (સારી પેઠે) સેવવાથી આચરવાથી દૃઢ ભૂમિ એટલે સાક્ષાત્કાર કરાવવા લાયક બને છે." **ભગવાન** ગીતામાં કહે છે:—
"**स निश्चयेन योक्तव्यो योगोऽनिर्विण्ण चेतसा**" (ગીતા અધ્યાય ૬ ઠ્ઠો, શ્લોક ૨૩)—"તે યોગ અનિર્વિણ્ણ એટલે કંટાળ્યા વિનાના ચિત્તથી નિશ્ચયપૂર્વક સાધવા યોગ્ય છે."

અર્થાત્ અભ્યાસ કરતાં કરતાં કાંઇ ફળસિદ્ધિ ન જોવાથી દરમ્યાન "બળ્યું સારે" એમ કહી કંટાળીને તે છોડી દેવું ન જોઇએ પણ "Any how I will reach the goal" એમ દૃઢ નિશ્ચય (confidance) પકડી અભ્યાસમાં—સાધનમાં લાગ્યા રહેવું જોઇએ. તોજ '**ભાવનાની સિદ્ધિ**' થાય

આચાર્ય ગૌડપાદ મુનિ પણ તેમના માંડૂક્ય-કારિકામાં લખે છે:-

"**उत्सेक उदधेर्यद्वत कुशाग्रेणैक बिन्दुना ।**
**मनसो निग्रहस्तद्वद्भवेदपरिखेदतः ॥**"

"ટીટોડીએ જેમ અધ્યવસાયના બળથી-ધીરજના બળથી સમુદ્રને પણ જીતી લીધો હતો, બ્રાહ્મણે જેમ અધ્યવસાયના બળથી-ધીરજના બળથી કુશાગ્ર વડે એક એક ટીપું કરીને પણ કાળે કરી સમુદ્રને ખાલી કર્યો હતો—સૂકાની દીધો હતો, તેવીજ રીતે ખેદ રહીત થઇ એટલે કંટાળ્યા વિના મનનો નિગ્રહ થાય છે." સારાંશ એ કે મુમુક્ષુએ બહુજ હોશીઆરીથી 'ધીરજ' રાખી અભ્યાસ માર્ગે આગળ ને આગળ વધવું જોઇએ-છોડી બેસવું ન જોઇએ. **કબીરજી કહે છે,** "હરિસે લાગી રહો રે ભાઇ, તેરી બનત બનત બની જાઇ." **માટેજ ભગવાને** કહ્યું :—

"शनैः शनैरुपरमेद्बुद्ध्या धृतिगृहीतया"

(ગીતા અ. ૬, શ્લો. ૨૫)

એટલે—"ધૃતિગૃહીત એટલે ધૈર્યવાળી—બુદ્ધિથી (સાધકે) ધીમે ધીમે ઉપરમવું એટલે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો.



**ફળ-સિદ્ધિઃ—**

આ પ્રમાણે 'શ્રદ્ધા' અને 'ધીરજ' રાખી અભ્યાસ કરતાં કરતાં આખરે "**પરમ સ્થિતિ**" પ્રાપ્ત કરી શકશો. પુરૂષાર્થના બળથી-ભાવનાના બળથી અભ્યાસની પરાકાષ્ઠાએ પહોંચતાં સાક્ષાત્કારની ભૂમિકાપર આરૂઢ થઇ "**દિવ્ય ખજાનો**" હાથ કરી શકશો અને તેના ઉપર સામ્રાજ્ય જમાવતાં "**દિવ્યપ્રેમ**"નો ઉપભોગ કરશો. તે વખતે તમારો મુખમાંથી "**अहं प्रेमास्मि**"-"**प्रेमोऽहम्**"-"**प्रेम**"! "**प्रेम**"!! "**प्रेम**"!!! એવો ધ્વની નીકળશે અને તે ધ્વની દશે દિશાએ પ્રસરતાં ચોતરફથી તેનો પ્રતિધ્વની સંભળાશે; અને આખરે તે ધ્વની ટુંકા થતાં "ॐ"-"ઓ...મ્" સાંભળવામાં આવશેઃ

'ભાસે બધું જે જગતમાંહી, તે સકળ "ॐ"માં ભર્યું;
જે બોલ સુણીએ પ્રેમના, તે તો બધું "ॐ"માં ઠર્યું."



**સિદ્ધિ પામેલા પુરૂષો :—**

દરેક પયગંબર, મહાત્મા, જીવન્મુક્ત અને જગદુદ્ધારક આ અભ્યાસના બળથીજ—આ ભાવનાના બળથીજ ઉચ્ચપદ પામ્યા છે અને "**દિવ્યપ્રેમ**"-"**સર્વગત પ્રેમ**" (Universal love) નો

ઉપભોગ કર્યો છે. તે વખતે તેઓના મુખમાંથી પણ એજ ધ્વની નીકળ્યો હતો: ભગવાન **બુદ્ધ**ના મુખમાંથી "હું તે પરમતત્વ છું" એવું વાકય બહાર પડ્યું. **ઇશુખ્રીસ્તે** ( Jesus Christ ) પણ પોકારીને કહ્યું કે, "I and my Father are one"–"હું અને મ્હારો પિતા એકરૂપ છીએ."

**મહાવીર સ્વામી** બોલી ઉઠયા "अप्पा सो परमप्पा" અર્થાત્ "આત્મા તેજ પરમાત્મા છે" અનેક જીવન્મુકતોએ પણ તેવાજ ઉદ્દગાર કહાડયા છે. **સૂફી મનસૂરે** "અનલૂહક"–"હું તે ખુદા છું" એમ પોકાર કરી જાહેર કર્યું. તેવીજ રીતે **હિંદુયોગી**-ઓના મુખથી "अहं ब्रह्मास्मि"–"હું બ્રહ્મ છું" એ વાકય નીકળેલું છે.

**'જ્ઞાન અને પ્રેમ' ની સામ્યતા :—**

આ ઉપરથી સિદ્ધ થાય છે કે "**અપરોક્ષ આત્મજ્ઞાન**" અને "**દિવ્ય પ્રેમ**" એ બે સમકાલીન વસ્તુ છે. જ્યાં '**અપરોક્ષ અદ્વૈતજ્ઞાન**'—'**અપરોક્ષ-આત્મજ્ઞાન**', ત્યાંજ '**દિવ્ય પ્રેમ**' હોય છે; અને જ્યાં '**દિવ્ય પ્રેમ**' ત્યાંજ '**અપરોક્ષ-અદ્વૈતજ્ઞાન**'—'**અપરોક્ષ-આત્મજ્ઞાન**' છે. **જ્ઞાન** ત્યાં **પ્રેમ** અને **પ્રેમ** ત્યાં **જ્ઞાન**. **અભેદજ્ઞાન** સિવાય **દિવ્ય પ્રેમ-સર્વગત પ્રેમ** પ્રગટ થવાનો સંભવ નથી. જેમ સૂર્યમાં 'પ્રકાશ ધર્મ' અને 'ઉષ્ણુતા ધર્મ' એ બે સમકાલીન છે, તેવીજ રીતે પ્રેમીમાં વા જ્ઞાનીમાં '**અજ્ઞાનધ્વંશ**' એટલે '**ભેદબુદ્ધિનો નાશ**' અને '**દિવ્ય પ્રેમ**' વા '**સર્વગત પ્રેમ**' (Universal love) **સમકાલીન** હોય છે. '**સર્વાત્મજ્ઞાન**'—'**સર્વમાં આત્મ દર્શન**' થયું કે '**દિવ્ય પ્રેમ**'

**'સર્વગત પ્રેમ'** પ્રગટ્યા સિવાય રહેજ નહિ. **સર્વમાં પ્રે એજ જ્ઞાનીનું લક્ષણ છે.**

પોતાનો જે આત્મા તે પરમાત્માજ છે અને તે વળી સર્વ એકજ છે—સર્વમાં એક સરખી રીતે વ્યાપી રહેલો છે એવું જ્ઞા જેને પ્રાપ્ત થયું હોય તેને સર્વમાં અભેદ દૃષ્ટિ-સમદૃષ્ટિ થાય છે. વ પછી તેજ આત્મા 'પરમ પ્રેમ સ્વરૂપ છે'—'સર્વ પ્રેમનો આસ્પ છે' એવું જાણ્યા પછી 'દિવ્ય પ્રેમ' પ્રગટ થાય નહિ તો થાય શું

શાસ્ત્રમાં આત્માનું 'પરપ્રેમાસ્પદત્વ' દેખાડ્યું છે:—

**"वित्तात्पुत्र प्रियः पुत्रात्पिण्ड पिण्डात्तथेन्द्रियम् ।**
**इन्द्रियाच्च प्रियः प्राण प्राणादात्मा परप्रियः ॥ "**

અર્થ:—"વિત્તથી પુત્ર પ્રિય છે, પુત્ર કરતાં પોતાનું શરી પ્રિય છે, શરીરથી પણ ઇંદ્રિય અને ઇંદ્રિયથી પ્રાણ વધારે પ્રિ છે; અને પ્રાણથી પણ આત્મા વધારે પ્રિય છે." પછી તે આત્મા આગળ બીજી કાંઇપણ વસ્તુ રહેતી નથી (" **पुरुषान्न परं किंचि सा काष्ठा सा परा गतिः** "—**इति श्रुतिः** અને ગીતા. અધ્યા ૩ જો, શ્લોક ૮૨-૪૩ જુઓ), તેથી સર્વ પ્રેમની પરાકાષ્ઠા—પ સમાપ્તિ આત્મામાંજ છે.

"સિંહમૂછ, [1]ભોરિંગ મણી, [2]**કરપીધન**, સતીનાર;
જીવ ગયે પર કર ચઢે, સમ ક્ષત્રી તરવાર."

આ સાખીમાં કહેવા પ્રમાણે જે ધનને કૃપણ માણસ બ જીગરથી સંગ્રહી રાખે છે—સૌથી અધિક પ્રિય તરીકે સાચવી રા છે—કદી ખરચ કરતાં જાન નીકળી જાય છે—હૈયું ફાટી જાય

---

૧ ભોરિંગ મણિ=શેષ નાગનો મણી. ૨ કરપીધન=કૃપણનું ધન

—ચોરાઈ જાય છે, તેજ ધન પોતાનો એકનો એક પુત્ર માંદો પડે ત્યારે તેના મંદવાડમાં બધું ખરચી નાંખે છે. એથી "**ધન કરતાં પુત્ર વધારે પ્રિય**" માલમ પડે છે. પછી જ્યારે દુષ્કાળ પડે છે અથવા કોઈ ભારે આપત્તિ આવી પડે છે, તે વખતે પોતાનો એકનો એક સૌથી વ્હાલો જે પુત્ર તેને પણ વેચી અથવા તો તેને ત્યાગ કરી પોતાનું શરીર બચાવે છે. આ ઉપર વાંદરી અને તેના બચ્ચાનો દાખલો છેઃ—એક વખત અકબર બાદશાહે બીરબલને કહ્યું કે, "વાંદરીનો પ્રેમ સૌ કરતાં અધિક પોતાના બચ્ચા ઉપર હોય છે." બીરબલે કહ્યું, "ખોટી વાત, જેટલો પ્રેમ એના બચ્ચા ઉપર છે તે કરતાં વધારે એને પોતાના શરીર ઉપર છે." આ સાંભળી બાદશાહે હુકમ કર્યો, "ઠિક ત્યારે, મ્હને આ વાત સિદ્ધ કરી દેખાડો." ત્યાં આગળજ વાંદરીને તેનું બચ્ચું હતું. બીરબલે એક હૉઝની અંદર વચ્ચોવચ્ચ એક થાંભલો ઘાલી તેના ઉપર એક ખોખું ગોઠવી તે ઉપર બચ્ચા સાથે તે વાંદરીને બેસાડી; અને હૉઝમાં પાણી ભરવા માંડ્યું. જેમ જેમ પાણી ઉંચુ ચઢતું ગયું તેમ તેમ વાંદરીએ પોતાના બચ્ચાને ઉંચુ લીધું. એમ કરતાં પાણી તેના ગળા સુધી આવ્યું ત્યારે વાંદરીએ બચ્ચાને પોતાના માથા ઉપર બેસાડ્યું. આખરે પાણી જ્યારે છેક તેના નાક ઉપર આવી પહોંચ્યું, અને તેનો શ્વાસ રૂંધાવા માંડ્યો, ત્યારે તે તરતજ બચ્ચાને નીચે ઉતારીને તેના ઉપર ચઢી બેઠી, અને પૂર્વે જેના ઉપર બહુ વ્હાલ રાખતી હતી તે બચ્ચાની હવે જરાપણ દરકાર ન કરતાં પોતાનોજ જીવ બચાવવા માટે પ્રયત્ન કરવા માંડ્યો. આ જોઇ બીરબલે બાદશાહને ઇસારાથી દેખાડી પાણી જવાનો રસ્તો ખોલી દીધો અને તરતજ હૉઝને ખાલી કરાવી નાંખ્યો. તેથી કોઇના જીવનું નુનશાન ન થતાં

વાંદરી અને તેનું બચ્ચું જીવતાં બહાર નીકળ્યાં. એવી રીતે બીરબલે બાદશાહને સાબીત કરી બતાવ્યું કે, " **પુત્ર કરતાં પોતાનું શરીર વધારે વ્હાલું હોય છે.**"

હવે જે શરીરને માટે પોતાના વ્હાલામાં વ્હાલા પુત્રનો પણ ત્યાગ કરી દીધો અને સૌથી વધારે પોતાના શરીરને ઠરાવ્યું, એવા તે શરીર ઉપરથી પણ પ્રસંગ આવે ત્યારે પ્રેમ ઉતારી નાખતાં મનુષ્ય વાર નથી લગાડતો, અને તે શરીર કરતાં વધારે પ્રિય બીજાજ કોકને માનવા લાગે છે તે એ કે :—જ્યારે તે માણસ કોઇ વખત ગુન્હાથી પકડાય છે, ત્યારે રાજ-સીપાઇઓ તેને મારે છે, અને સજા તરીકે તેની કોઇ એક ઇંદ્રિયની હાની કરવા માગે છે. તે વખતે તે પોતાની ઇંદ્રિયોને બચાવતાં પીઠ ઉપર ફટકાનો માર ખાય છે અને કોઇપણ ઇંદ્રિયની હાની ન કરે તે માટે બહુ કરગરે છે અને તે બદલે ફટકા વધારે ખાવા. રાજી થાય છે. સાધારણપણે આપણે જોઇએ છીએ કે કોઇપણ વ્યક્તિને કોઇક મારવા આવતું હોય, તો પોતાની આંખ વિગેરે ઇંદ્રિયોનો બચાવ કરતાં તરતજ તેની આગળ પીઠ ધરે છે અને તે ઉપર માર સહન કરે છે. આ ઉપરથી એમ જણાય છે કે, " **શરીર કરતાં ઇંદ્રિય વધારે પ્રિય છે.**"

ત્યારપછી શરીરના કોઈ અવયવમાં એટલે હાથ, પગ કે નેત્ર વિગેરે ઇંદ્રિયમાં જ્યારે કોઇ રોગ થાય છે અને ડૉકટરને દેખાડતાં તે કહે છે કે, "આ પગમાં જે રોગ છે તે દવાથી મટે તેમ નથી, પણ જો તે ઑપરેશન કરી પગને કાપી નાંખવામાં આવશે તોજ જીવ બચશે. નહિતર જીવનું જોખમ છે અને જલદી મરણ-શરણમાં જવાનો વખત આવશે." ત્યારે ડૉકટર સાહેબની આ વાત

સાંભળી તે રોગી તરતજ પગ કપાવાને તૈયાર થાય છે **અને** જે ઇંદ્રિયને પહેલાં વ્હાલી ગણતો હતો તેને કાપી નખાવતાં જરા પણ દીલગીર થતો નથી. માટે આ ઉપરથી સિદ્ધ થાય છે કે, "**ઇંદ્રિય કરતાં પ્રાણ વધારે પ્રિય છે.**"

ફરી જ્યારે આગળ વિચાર કરીએ છીએ ત્યારે માલૂમ પડે છે કે, "**પ્રાણ કરતાં પણ વધારે પ્રિય આત્મા છે.**" જે વખતે કોઇ માણસ બીમારીમાં અતિ દુઃખ ભોગવે છે અને દરદની પીડા તેનાથી સહન થઇ શકતી નથી, તે વખતે તે પોકારે છે કે "અત્યારે મારો પ્રાણ નીકળી જાય તો હું સુખી થાઉં." તે પ્રમાણે કેટલાક પ્રાણનો ત્યાગ પણ કરે છે. કેટલાક તો શાસ્ત્રોકત રીતિથી પણ પરલોકના વિશેષ સુખને માટે યજ્ઞાગ્નિમાં તથા ગંગાદિ તીર્થ-સલિલની અંદર પ્રવેશ કરી તથા "ભૃગુપતન" અર્થાત્ હિમાલય વિગેરે પર્વત ઉપરથી પડીને પ્રાણ છોડી સ્વર્ગાદિ લોકમાં જાય છે. કેટલાક ભકતો પણ **પ્રિયતમના** વિરહમાં વ્યાકુલ થઇ પ્રાણ ત્યાગ કરે છે. આ ઉપરથી સાબીત થાય છે કે,—"**પ્રાણ કરતાં પણ વધારે પ્રિય આત્મા છે.**"

ત્યારે હવે આત્માથી પ્રિય કોણ છે? આત્માથી આગળ બીજી કાંઇ વસ્તુજ રહેતી નથી. તેથી "**આત્મા પરપ્રિય**" છે એટલે સર્વ કરતાં વધારે પ્રિય આત્મા છે. અર્થાત્ સર્વ પ્રેમની પરાકાષ્ઠા-તમામ પ્રેમની પરિસમાપ્તિ આત્મામાંજ છે.

આ પ્રમાણે આત્મા **પરમ પ્રેમસ્વરૂપ-સર્વ પ્રેમનો આસ્પદ** છે, તે આપણે સારી પેઠે વિચાર કર્યો. દુનિયામાં યાવત્ વસ્તુ છે તે સર્વ આ **પ્રેમાસ્પદ આત્માના** સંબંધથીજ ન્યૂનાધિક પ્રીતિભાજન

હોય છે. જ્યારે આવો **પ્રેમસ્વરૂપ-પ્રેમાસ્પદ આત્મા** સર્વમાં એક સરખી રીતે બીરાજે છે એમ જાણ્યુ, પોતાના આત્મા તુલ્યજ બીજાના તથા સૌના આત્મા છે એમ જાણ્યા, ત્યારે સહુની સાથે જે પ્રેમ હોય છે તે કેવળ શુદ્ધ-નિષ્કલંક-નિર્મળ-નિર્વિકાર-નિઃસ્વાર્થ **"આત્મિકપ્રેમ"** હોય છે અને તેજ **"દિવ્યપ્રેમ"** વા **"સર્વગત-પ્રેમ"** (Universal love) કહેવાય છે. માટે સર્વમા **આત્મ-નિરીક્ષણ** કરવું-**આત્મદર્શન** કરવું-**આત્મભાવના** કરવી એજ "**દિવ્યપ્રેમ**" પ્રાપ્તિનું સાધન છે.

**જ્યાં અભેદ છે ત્યાંજ પ્રેમ છે!**
**અભેદમાંજ પ્રેમ રહે છે!!**

ॐ

## પ્રેમની પૂર્ણતા અને છેવટની સ્થિતિ:—

પછી જ્યારે ઉપર બતાવ્યા મુજબ **અભ્યાસ** બળથી 'અસં-ભાવના' અને 'વિપરીત ભાવના' નો તદ્દન અભાવ થશે—તદ્દન નાશ થશે, ત્યારે આત્માનું "**દૃઢ અપરોક્ષ જ્ઞાન**" પ્રાપ્ત થઇ **"દિવ્ય પ્રેમની દિવ્યતા"** અનુભવશો. તે વખતે **"સર્વમાં બ્રહ્મ છે"—"સર્વમાં આત્મા છે"** એમ ન બોલતાં **"સર્વ બ્રહ્મ છે" -"સર્વ આત્મા છે"-"सर्वं खल्विदं ब्रह्म"-"एकमेवाद्वितीयम्"** એમ પોકારશો અને તેથીજ **"દિવ્ય પ્રેમની દિવ્યતા"** અનુભવશો. આ સ્થિતિમાં નામરૂપાત્મક જગત પ્રપંચ દેખાશે નહિ. તે બધા દિવ્ય પ્રેમની દિવ્યતાની અંદર લય પામશે-ગુમ થઇ જશે.

જેમ ગગન મંડળમાં નક્ષત્રો વિદ્યમાન છતાં બપોરના વખતે દેખાતાં નથી; તેઓ મધ્યાહ્ન સૂર્યના પ્રકાશની અંદર લય થઇ જાય

છે–ગુમ થઇ જાય છે, તેમ સંપૂર્ણ નામરૂપાત્મક જગત પ્રપંચ વિદ્યમાન છતાં એક **'દિવ્ય પ્રેમ'** સિવાય–**'દિવ્ય પ્રેમની દિવ્યતા'** સિવાય **'દિવ્યપ્રેમની દિવ્યતાના પ્રકાશ'** સિવાય કંઇ તે વખતે નજરમાં આવતું નથી તે વખતે **"नेह नानास्ति किञ्चन"** એમ જુદી જુદી વસ્તુ કાંઇ પણ નજરે આવશે નહિ. એકજ 'સત્યતત્ત્વના પ્રકાશ' સિવાય –એકજ આત્મતત્ત્વના દર્શન સિવાય–એકજ બ્રહ્મરવિના તેજ સિવાય બીજું કશુંજ નજરમાં આવશે નહિ. અને તેથીજ એક **દિવ્ય પ્રેમ** સિવાય–**સર્વગત** પ્રેમ સિવાય–**દિવ્ય પ્રેમની દિવ્યતા** સિવાય બીજું કશું દેખાશે નહિ. માટે તેજ વખતે ખરી રીતે કહી શકશો કેઃ–

**"જ્યાં જ્યાં નજર જનની ફરે, ત્યાં પ્રેમમય પરમાત્મા."**

આજ સ્થિતિમાં દિવ્યપ્રેમનો પૂર્ણ ઉપભોગ થાય છે, અને તેની પરાકાષ્ઠા એટલે પૂર્ણતા આવે છે. તેજ વખતે ખરેખર **"एकमेवाद्वितीयम्"–"सर्वं खल्विदं ब्रह्म"** છે.

આ સ્થિતિમાં જ્ઞાનીનું–પ્રેમીનું લક્ષણ ક્વચિત્ મૂઢ જેવું હોય છે. કોઇ વખતે તેની ચેષ્ટા બાળકના જેવી હોય છે. કદી ઉન્મત્તની પેઠે અને કદી વા પિશાચની પેઠે વિચરે છે.

આ સ્થિતિ વધતાં ક્રમે કરી પાંચમી, છઠ્ઠી ને સાતમી **ભૂમિકા** પ્રાપ્ત થાય છે; અને તે સ્થિતિમાં પહોંચતાં પ્રેમી પ્રેમમાં લીન થતાં થતાં આખરે તલ્લીન થઇ જાય છે. પછી તેના શરીરનાઅણુ–પરમાણુઓ વિખરી પડે છે અને છેવટે તેના શરીરના તત્ત્વો પોતપોતાના તત્ત્વમાં મળી જાય છે. આ રીતે વ્યષ્ટિતત્ત્વ સમષ્ટિતત્ત્વમાં મળી જાય છે. પછી તો **"न तस्य प्राणा उत्क्रामन्ति–इहैव प्रविलीयन्ते, ब्रह्मैव सन् ब्रह्माप्येति"**– ' તેના ( તે જ્ઞાનીના–પ્રેમીના ) પ્રાણ સ્વર્ગાદિ

લોકોમાં જતા નથી—અહીંને અહીં સમ્યકતયા લય થઇ જાય છે અર્થાત્ તેના વ્યષ્ટિ પ્રાણ સમષ્ટિ પ્રાણ વાયુમાં લય થાય છે, એટલે મળી જાય છે બ્રહ્મ હોવા છતાં બ્રહ્મને પામે છે અર્થાત્ **જીવન્મુક્તિ** સ્થિતિમાંથી **વિદેહ કૈવલ્યમુક્તિ** સ્થિતિમાં જાય છે."

એમ ખેલ ખતમ થાય છે.

**શાંતિ ! શાંતિ !! ચિરશાંતિ !!!**

બાકી રહ્યો.

**પ્રેમ ! પ્રેમ !! પ્રેમ !!!**

(ઉપર પ્રમાણે અહીં 'જ્ઞાન' અને 'પ્રેમ' એ બેની સામ્યતા દેખાડી છે, પણ છેક શરૂઆતની સાખીમાં જે "**सब है थोथो ज्ञान**" એમ કહી 'જ્ઞાન' ને 'પ્રેમ' કરતાં કનીષ્ટ (અપકૃષ્ટ) બતાવ્યું છે, તે '**સાધન જ્ઞાન**' સમજવું. 'પ્રેમ' પણ ત્યાં 'સાધન' અને 'સાધ્ય' બંને રૂપ સમજવો. કેમકે બીજી એક સાખીમાં કહ્યું છે કેઃ-

**"जन जो प्रेम प्रभावतें, सेवा करत है कोय ।**
**तिनकी वात कया कहुं, खुद नारायण वश होय ॥"**

એમાંથી પ્રેમની સાધન રૂપતા સ્પષ્ટજ માલુમ પડે છે, માટે 'પ્રેમ' સાધન છે અને સાધ્ય પણ છે. દરેક વસ્તુને એવી રીતે 'સાધન' અને 'સાધ્ય' રૂપથી બે રૂપ હોય છે. જેમકે 'જ્ઞાન' એ સાધન તથા સાધ્ય બન્ને રૂપ હોય છે, 'ભક્તિ' પણ 'સાધન' અને 'સાધ્ય' ભેદથી બન્ને પ્રકારની હોય છે. તેજ પ્રમાણે અહીં 'પ્રેમ' પણ સાધન તથા સાધ્ય ભેદથી બન્ને રૂપ સમજવો.

અહીં એક વાત તમોને વધારે કહેવાની જરૂર જણાય છે કે, "**સાધ્ય જ્ઞાન,**" "**સાધ્ય ભક્તિ**" અને "**સાધ્ય પ્રેમ**" એ ત્રણેની સામ્યતા છે.)

—: ૐ :—

**ઉપસંહાર અને યાદ રાખવા જેવી એક વાત વધારે—**

એમ પણ સંભવી શકે છે કે સર્વમાં પ્રેમભાવ રાખવામાં 'અલૌકિક પ્રેમ'–'દિવ્ય પ્રેમ'ને બદલે 'લૌકિક પ્રેમ'–'માનુષી પ્રેમ' કદાચિત્ આવી પડે. જો કે જ્ઞાનીને તેમ હોતો નથી [ કારણ કે "They do not love the flesh & bones but the Divinity within—" "તેઓ ઉપરના ચામડા તથા હાડપિંજરને જોતા નથી-તેઓ ઉપરના તે ચામડા કે હાડપિંજરની સાથે પ્રેમ કરતા નથી, પણ તે ચામડા તથા હાડપિંજરની અંદર જે આત્મા રહેલો છે તેની સાથે—તે અંતરાત્માની સાથે પ્રેમ કરે છે." ] તો પણ પ્રેમ-પંથના પથિકોને શરૂઆતમાં અજ્ઞાનને લીધે તેમ (માનુષી પ્રેમ) હોવાનો સંભવ છે; તેમ છતાં **"દિવ્ય પ્રેમ ભણી જવાને માનુષી-પ્રેમ એ એક પગથીયું છે."**

જે મનુષ્ય ઉંડામાં ઉંડો અને ઉચ્ચમાં ઉચ્ચ 'માનુષી પ્રેમ' દર્શાવવાને શકિતમાન નથી, તે કદાપિ 'દિવ્ય પ્રેમ' પ્રકટ કરી શકે નહિ. કેવળ 'માનુષી પ્રેમ' અને 'માનુષી દુઃખ' ના અનુભવથીજ છેવટે જીવાત્મા 'દિવ્ય પ્રેમ' ભણી પહોંચી શકે છે અને તે અનુભવી શકે છે.

'માનુષી પ્રેમ' આકાર ઉપર આધાર રાખે છે, અને જેમ આ આકારો ( forms ) નાશ પામે છે, તેમ તેના ઉપર આધાર રાખતો 'માનુષી પ્રેમ' પણ નાશવંત થતો જાય છે. પણ જે પ્રેમ બહારના આકાર ઉપર નહિ પણ આકારની પાછળ રહેલા 'આત્મતત્વ'—'અન્તરાત્મા' ઉપર આધાર રાખે છે, તે તો સ્થાયી અને હમેશનો છે; કારણ કે ખુદ તે આત્મતત્ત્વ અમર છે.

સઘળા 'માનુષી પ્રેમ' માનુષી દૂષને–માનુષી દુઃખને ઉત્પન્ન કરવાવાળા છે. પણ જે 'દિવ્ય પ્રેમ' છે તે સર્વવ્યાપી હોવાથી

તેના પ્રદેશમાં તો સર્વ કોઇ આવી જાય છે, અને તેથી કોઇને પણ ધિક્કારવાનું રહેતુંજ નથી. તે તદ્દન છુટો અને સ્વાર્થરહિત હોવાથી જ્યાં જાય છે ત્યાં સર્વ ઉપર એક સરખી રીતે પોતાની સુગંધ ફેલાવે છે.

'માનુષી પ્રેમ' એ પણ વસ્તુતઃ 'દિવ્ય પ્રેમ'નું આ જગતમાં પ્રતિબિંબ છે; અને તે મનુષ્યને 'સતતત્ત્વ' કે જે નિર્વિકારી અને દુઃખ રહિત 'ઉચ્ચ પ્રેમ' છે, તે ભણી ધીમે ધીમે લઇ જાય છે.

'માનુષી પ્રેમ' અને 'દિવ્ય પ્રેમ'માં મ્હોટો ભેદ એ છે કે, **દિવ્ય પ્રેમ પક્ષપાત વિનાનો છે;** જ્યારે 'માનુષી પ્રેમ' બધી વસ્તુઓને દૂર કરીને એકજ વસ્તુને વળગે છે, અને તે વસ્તુ તેનાથી દૂર જાય છે તે વખતે તે પ્રેમી મનુષ્યને પારાવાર ખેદ અને શોક થાય છે. દિવ્ય પ્રેમમાં આખું જગત આવી જાય છે અને તે પ્રેમ અમુક ભાગને નહિ વળગી રહેતાં આખા વિશ્વને પોતાના પ્રેમમાં ગુંથી દે છે. જે મનુષ્ય 'માનુષી પ્રેમ' વધારે પવિત્ર અને વિસ્તારવાળો બનાવીને તે પ્રેમમાંથી ધીમે ધીમે અપવિત્રતાના અને સ્વાર્થના બધા અંશો દૂર કરીને 'દિવ્ય પ્રેમ' સમીપ આવે છે, તે મનુષ્ય સર્વથા દુઃખથી મુક્ત થાય છે. 'માનુષી પ્રેમ' સાંકડો, સંકુચિત્ અને સ્વાર્થમિશ્રિત છે, તેથીજ દુઃખ થાય છે; અને જે પ્રેમ એટલો શુદ્ધ છે કે જે કાંઇ પણ ચીજની સ્પૃહા રાખતો નથી, તે પ્રેમ ( દિવ્ય પ્રેમ )માંથી કદાપિ દુઃખની ઉત્પત્તિ થઇ શકે નહિ.

આ રીતે 'માનુષી પ્રેમ' કરતાં 'દિવ્ય પ્રેમ' ઉત્તમ છે એમ બતાવ્યું તે છતાં આ 'દિવ્ય પ્રેમ' જ્ઞાનીનેજ સુલભ છે. જેને જ્ઞાન થયું છે–જે સર્વમાં આત્મ દર્શન કરી શકે છે તેનેજ આ 'દિવ્ય પ્રેમ' પ્રગટે છે–દિવ્ય પ્રેમ રૂપી સુર્ય તેનાજ હ્રદયમાં ઉદય

થઇ તેના હૃદય-કમળને વિકસિત કરે છે, અને સર્વત્ર કિરણ પ્રસરાવે છે; જેથી તે પ્રકાશની અંદર તે પુરૂષ જ્યાં જ્યાં દષ્ટિ ફેંકે છે-જ્યાં જ્યાં નજર કરે છે, ત્યાં ત્યાં પ્રેમ સ્વરૂપ પરમાત્માનેજ નિહાળે છે અને તેથીજ તે કહે છે:—

" જ્યાં જ્યાં નજર જનની ફરે, ત્યાં પ્રેમમય પરમાત્મા;
પ્યારા પ્રભુ પરમાત્માનો, આ રૂડો છે આત્મા. "

આથી એમ સિદ્ધ થાય છે કે, ' દિવ્ય પ્રેમ 'ના અધિકારી **જ્ઞાની** અને ' માનુષી પ્રેમ ' ના અધિકારી **અજ્ઞાની** છે. ' દિવ્ય પ્રેમ ' નો ઉપભોગ **જ્ઞાની** કરે છે, જ્યારે ' માનુષી પ્રેમ ' નો ઉપભોગ **અજ્ઞાની** કરે છે.

એમ હોવા છતાં જો તમો ઉપર બતાવ્યા પ્રમાણે સાધન કરશો, તો જરૂર અજ્ઞાન અંશનો બાધ કરી જ્ઞાન પ્રાપ્ત કરશો-સર્વત્ર આત્મદર્શન કરશો; અને તે વખતે ' દિવ્ય પ્રેમ ' નો ઉપભોગ કરી શકશો.

ૐ

હવે છેક છેલ્લે-**પ્રેમના ઉપસંહારમાં** મ્હારે તો એટલુ કહેવું પડશે કે, " **પ્રેમ ગમે તેમ હોય,—**

સ્વાર્થયુક્ત હોય વા નિઃસ્વાર્થ હોય,
મલીન હોય વા શુદ્ધ હોય,
પક્ષપાત સહિત હોય વા પક્ષપાત રહિત હોય,
વિનાશી હોય વા અવિનાશી હોય,
દુઃખદાયક હોય વા સુખદાયક હોય,
બંધન કરવાવાળો હોય વા મુક્ત કરવાવાળો હોય,
એકદેશી હોય કે સર્વદેશી હોય,
સંકુચિત્ હોય કે વિસ્તૃત હોય,

સાંકડો હોય કે પહોળો હોય,
સ્પૃહાવાળો હોય કે નિસ્પૃહ હોય,
'**માનુષી**' હોય કે '**દિવ્ય**' હોય,—

**તે તો શુદ્ધજ** છે. ત્રણે કાળમાં તે એક રસ રહે છે. તે સત્ય છે અને નિર્વિકાર છે. જો કે ઘણે ઠેકાણે પ્રેમમાં સુખ-દુઃખ, ગુણ-અવગુણ વિગેરે વિકાર-વિષમતા જોવામાં આવે છે, તો પણ તે બધાં તેની ઉપાધી છે-ખુદ પ્રેમમાં નથી. અને તે પ્રેમ ઉપાધીનીષ્ટ હોવા છતાં-સર્વ સારી-નઠારી ઉપાધીમાં રહેવા છતાં નિર્વિકાર અને નિર્લેપજ રહે છે. જેમકે સૂર્ય પોતાના કિરણ રૂપથી અમૃતના કુંડમાં તથા નરકના કુંડમાં સરખી રીતે પડે છે અને તેમ છતાં તે અમૃતના કે નરકના ગુણ-દોષથી લેપાતો નથી, અને ઉત્કૃષ્ટ અપકૃષ્ટ પણ થતો નથી; તેમ આ પ્રેમ દિવ્ય વસ્તુમાં કે મલીન વસ્તુમાં-ઇશ્વરમાં કે મનુષ્યમાં હોવા છતાં તે તેઓના ગુણ-દોષથી લેપાતો નથી, અને ઉત્કૃષ્ટ-અપકૃષ્ટ પણ થતો નથી. અને જેમ સૂર્ય જ્યાં જાય છે ત્યાં પોતાનો ધર્મ 'પ્રકાશ' આપે છે, તેમ આ પ્રેમ જ્યાં હોય છે ત્યાં પોતાનો ધર્મ 'સુખ' આપે છે. સૂર્ય હોય ત્યાં પ્રકાશ-પ્રકાશ ને પ્રકાશ. **પ્રેમ** હોય ત્યાં **સુખ-સુખ ને સુખ.**

ભગવાનની મૂર્તિમાં અથવા કોઇ શ્રેષ્ઠ દેવના મસ્તકમાં રહી અને તેજ પ્રમાણે કચરાની અંદર કે વિષ્ઠાની અંદર રહી હીરો ઉત્કૃષ્ટતા-અપકૃષ્ટતા ધર્મને પામતો નથી; કેમકે **હીરો તો હીરોજ** છે,—તે અન્યથા થઇ શકે નહિ. પ્રેમ પણ આ પ્રમાણે ભગવાનમાં અથવા કોઇ શ્રેષ્ઠ દેવમાં રહી અને તેજ પ્રમાણે મલીન મનુષ્યમાં રહી ઉત્કૃષ્ટતા—અપકૃષ્ટતા ધર્મને પામતો નથી. **પ્રેમ પ્રેમજ છે.**

છતાં આ પ્રેમનો ઉપયોગ કરવો તે આપણા હાથમાં છે; અને તે માટે આપણે સત્પુરૂષોના સમાગમમાં રહી સત્શાસ્ત્રોના

વિચાર દ્વારા સદસત્ વિવેક જ્ઞાન વડે વિચાર કરી, અને એ રીતે ‘ ઇશ્વર કૃપા, ’ ‘ ગુરૂ કૃપા, ’ ‘ શાસ્ત્ર કૃપા ’ ને ‘ આત્મ કૃપા ’ મેળવી તે પ્રેમનો દુરુપયોગ ન કરતાં સદુપયોગ કરવો જોઇએ.

અલબત્ મલીન જે ‘ માનુષી પ્રેમ, ’ તે પણ ‘ દિવ્ય પ્રેમ ’-પ્રાપ્તિનું સાધન ( કારણ ) હોવાથી તદ્દન નિન્દનીય નથી. આ ઉપર દાખલો ‘ લૈલા—મજનુન ’ નો પ્રસિદ્ધ છે. ( તે માટે આપણા ‘ પાગલ –પસંદગી ’ ની અંદર પાન ૨૮, “Universal—Love Through a Lady—Love” નામનો લેખ વાંચો. ) મજનુને લૈલામાં આશક થઇ ‘માનુષી પ્રેમ ’ નેજ આચર્યો અને તે માનુષી પ્રેમની પરાકાષ્ઠાએ પહોંચતાં આખરે ‘ દિવ્ય પ્રેમ ’ નો સાક્ષાત્કાર કર્યો. એ રીતે મજનુને ‘ માનુષી પ્રેમ ’ માંથી ‘દિવ્ય પ્રેમ ’ પ્રાપ્ત કર્યો હતો.

વસ્તુતત્વ તો એમ છે છતાં બને ત્યાં સુધી આપણે–મુમુક્ષુએ એક ઇશ્વરતત્વમાંજ પ્રેમ જોડવો જોઇએ; એટલે દરેક પ્રાણી સાથે નિઃસ્વાર્થપણે વર્તતાં—સ્વાર્થબુદ્ધિનો તિરસ્કાર કરી તેનો અંદર જે આત્મતત્વ—અંતરાત્મા રહેલો છે, તેની સાથે પ્રેમ જોડવો જોઇએ. ઉપરના ચામડાના રૂપરંગમાં મોહ ન પામતાં—તેની સાથે પ્રેમ ન જોડતાં, તેની અંદર રહેલા આત્માની સાથે પ્રેમ જોડવો જોઇએ. જેમસ્ એલેન્ ( James Allen ) પણ એજ કહે છે:—

“ Don't love the flesh & bones;
But the Divinity within. ”

આવો પ્રેમ જેણે પ્રાપ્ત કર્યો છે, તેનું લક્ષણ ‘ દયા ’ અને ‘ પરોપકાર ’ કરવામાં હોય છે. પ્રાણી માત્રનું દુઃખ જોઇ તેનું હૃદય ભરાઇ જાય છે અને સ્વાર્થ રહીત સેવા તથા પરોપકારની વૃત્તિ હોય છે.

માટે મ્હારા પ્રેમી ભાઇઓ ! આવું પ્રેમનું તત્ત્વ જાણી તેનો અભ્યાસ કરો. અરે ! જાણે અજાણે પણ પ્રેમની ઉપાસના કરો. **અસત્ય વસ્તુના અનુષ્ઠાનથી જેટલે દરજ્જે ફાયદો મળે છે, તે કરતાં અધિક ફાયદો સત્ય વસ્તુના કથનમાં છે.** માટે સર્વે મુક્ત કંઠે કહો:—

**પ્રેમ અમારો સત્ય છે !**

**પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે !!!**

**"આલમમાં અજબ પ્રેમ છે,**

**આ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે."**

**પ્રેમની શ્રેષ્ઠતા. ( ભૈરવી અગર સોહિની-કવાલી. )**

આલમમાં અજબ પ્રેમ છે, આ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે.—(ટેક)

રામ ને રહેમાન છે, યોગી યતિ ને ફકીર છે;
કૃષ્ણ ને ગોવિંદ છે, પણ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે. ૧

દાની કે દાતાર છે, ધ્યાની કે ધરમાચારી છે;
યાગ યજ્ઞ કરમ છે, પણ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે. ૨

પાઠ પૂજા નિયમ છે, અષ્ટાંગ ને વેદાંત છે;
સ્નાન ને સાષ્ટાંગ છે, પણ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે. ૩

ધર્મ ને અધર્મ છે, શાંતિ અજબ ચીજ છે;
શેષ ને અવશેષ છે, પણ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે. ૪

પ્રેમ જે પીનાર છે, પ્રેમ તે પાનાર છે;
પ્રેમ અમર કરનાર છે, એ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે. ૫

નેમ તહીં વ્હેમ છે, તેથી અલગ પ્રેમ છે;
તરણ મરણ શરણ છે, આ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે. ૬

કહો કોણ ધરાય છે, ગાંડા પ્રેમમાં ગણાય છે;
ભલે મોજથી પીવાય છે, આ પ્રેમ સૌથી શ્રેષ્ઠ છે. ૭

## —॥ પ્રેમ પ્રભુની આરતી. ॥—

જય પ્રેમ ! જય પ્રેમ ! જય મંગળકારી !
પ્રભુ જય મંગળકારી,
ૐ તતસત્ ચિત આનંદ (૨), સૌ સંજ્ઞા ત્હારી.
ૐ જય પ્રેમ ! જય પ્રેમ.

માયા કોણુ બિચારી, બ્રહ્મની મતિ મારી (૨)
તુજ વશ પ્રકૃતિ પુરૂષે (૨) નટ પદ્વી ધારી. —ૐ જય પ્રેમ૦
જે અજ આદિ અનાદિ, નિરગુણ અવિકારી (૨)
તે પરબ્રહ્મ પ્રેમાધિન (૨) સૃષ્ટિ વિસ્તારી. —ૐ જય પ્રેમ૦
સત્તા તારી સ્વીકારી, વિધિ હરિહર હારી (૨);
જન્મ સ્થિતિ લય કર્તા (૨), સ્નેહની ગતિ ન્યારી.—ૐ જય પ્રેમ૦
પાંચ તત્ત્વ પરાધીન, ચોદ ભુવન ચારી (૨);
ચાર ખાણુ જડ ચેતન (૨), ગિરિ સરિતા સારી—ૐ જય પ્રેમ૦
સચરાચર સંચારી, લઘુગુરૂ અણુ ભારી (૨)
વસ્તુ સારી નઠારી (૨) પ્રેમની અધિકારી. —ૐ જય પ્રેમ૦
કર્મઠ, જ્ઞાની, ઉપાસક, પ્રેમના પૂજારી (૨);
વર્ણાશ્રમી વ્યભિચારી (૨) તેં દીધા તારી. —ૐ જય પ્રેમ૦
રામ, કૃષ્ણુ, નારાયણુ, ચોવીસ અવતારી (૨);
સીતા, રાધા, લક્ષ્મી (૨) ગોપી ગૌચારી. —ૐ જય પ્રેમ૦
રૂષિ, મુનિ, રાય, ભિખારી, સૌ નર ને નારી (૨);
**અવિનાશી** બલિહારી (૨) શ્રુતિ કરે સ્તુતિ તારી—ૐ જય પ્રેમ૦

---

"कपूरगौरं करूणावतारं संसारसारं भुजगेन्द्रहारं"

( માલિની વૃત્ત )—

જનમ મરણ જોટો, સર્વ સંસાર ખોટો,
દિન દિન વય ખુટે, કાળના દૂત લૂંટે;
સુણ શઠ કહું સાચું, તાહરે પાસ યાચું,
ભવ-દવ-ભય લાગે, (જો) રામ શું રંગ લાગે.

( દોહરો )—

તુચ્છ વાત વિજ્ઞાનની, તુચ્છ સ્વર્ગ કૈલાસ;
વિશ્વ-સમૃદ્ધિ તુચ્છ છે, શુદ્ધ પ્રેમની પાસ.

( અનુષ્ટુપ )—

પ્રેમ એ પ્રભુની મૂર્તિ, પ્રેમ એ સુખધામ છે;
પ્રેમમાં ચિત્તની શાંત્તિ, પ્રેમમાંજ વિરામ છે.

( શાર્દૂલ )—

એવા સુંદર દિવ્ય-પ્રેમ-રસની ધારા પ્રભુ રેલજો !
એવો પ્રેમ પ્રભુ સદા ઉર વિષે પ્રેમે થકી પ્રેરજો !!
એવો શુદ્ધ પવિત્ર પ્રેમ જગમાં સર્વત્ર ફેલી રહો ;
ને આનંદ અમૂલ્ય સર્વ સ્થળમાં સ્વર્ગીય રેલી રહો !!

( સાખી )—

હાથ જોડી વિનતિ કરૂ, સુણો જગતના નાથ;
પ્રેમ-ભીક્ષા આપો પ્રભુ, માગે આ દીન અનાથ.
નિશવાસર તમ ગુણ ગાઉં, કરૂં પ્રેમ-રસ પાન;
પરમાનંદ સ્વરૂપમાં, સદા રહું ગુલતાન.

—() ૐ ()—

વસો શનીવાર, ⎫ ૐ गुरु ૐ शिवमिति.
તા. ૬ ઠ્ઠી ઓગસ્ટ, ૧૯૨૭ ⎭ લી० પાગલ પરમાનંદ

# ☛ સમાપ્ત ☚

## ભજન. રાગ બડહંસ-તાલ ધમાલ.

( નાથ કૈસે ગજકો...એ લય. )

સર્વ થકી પ્રેમનો પંથ છે ન્યારો.
પ્રેમનો પંથ છે ન્યારો—સર્વ થકી૦ ( ટેક. )

જે જાણુશે તે શિર સાટે માણુશે, એમાં નથી ઉધારો;
પ્રેમ અમલ આવ્યો જેની આંખમાં, ઉતરે નહિ ઉતારો—સર્વ૦

આઠે પહોર રહે આનંદમાં, પ્રેમ રસનો પીનારો;
વ્હાલા વિના તેને લુખું લાગે, સંસાર સાગર ખારો—સર્વ૦

પ્રેમતણો રસ કથ્યામાં ન આવે, જાણે જાણુન હારો;
પ્રીતમ પ્રેમી જન મળે તો, આતમરામ અમારો—સર્વ૦

---

## ભજન. રાગ સારંગ-તાલ ધુમાળી.

હૈયાના ફુટયા, હરિ સંગે હેત ન કીધું.
લખ ચોરાશી ફેરૂં લગડું, માથે માગી (વોરી) લીધું રે.
—હૈયાના૦ (ટેક).

પેટને અર્થે પાપ કરતાં, પાછું ફરી નવ જોયું;
ચાર દિવસના જીવતર સારૂં, મન માયામાં મોહ્યુંરે—હૈયાના૦

જન્મમરણુ દુઃખ ગર્ભવાસનું, તે નવ શકીયો ટાળી;
માત પિતા યુવતિ સુત સંગે, વિસર્યા વનમાળીરે—હૈયાના૦

આળસ ને અજ્ઞાન અતિશે, કામ બગાડ્યું તારૂં;
[illegible]આનંદ કહે દેણ વિચારી, માન કહ્યું તું મારૂં રે—હૈયાના૦

## રાગ સોરઠ—ત્રિતાલ.

જીન ઇશ્કમેં શિર ના દિયા, જગમેં જીયા તો ક્યા હુવા. (ટેક).

ચરખા પુકારે રૂઇ રૂમ, આશક પુકારે તુંહી તુંહી;
જીને પ્રેમરસ ચાખ્યા નહિ, રસીયા બના જબ ક્યા હુવા–જીન૦

દરીઆ કિનારે માલમ ખડા, કહે દરીઆકા મૈં માલમ બડા;
ડુબકી દીયે મોતી ના મીલા, માલમ બના જબ ક્યા હુવા–જીન૦

જોગી જુગત જાને નહીં, કપડે રંગા કર પહેન લીયા;
જીન આપ ઘટ રંગા નહીં, કપડે રંગા જબ ક્યા હુવા–જીન૦

કાજી કીતાબાં ખોલકે, મશલા સુનાવે ઔરકું;
આપે અદલ ચલતા નહીં ( આપે અમલ કરતા નહીં ),
કાજી બના જબ ક્યા હુવા–જીન૦

મકકે મદીને શેહેરમેં, શજદા કીયા ખુબ હાદમેં;
દિલકા કુફર જબ ના ગયા, કલમા પઢા તો ક્યા હુવા–જીન૦

કહેતે અલી સુન એ વલી, પીયુ પીયુ કીયે મેરા જી ગયા;
જીન સાંઇ ગુન ગાયા નહીં, રોતા ફિરા તબ ક્યા હુવા–જીન૦

ૐ

---

સહાયક:—સુજ્ઞ મહાશય ગીરધરલાલ કેશવલાલ ઠાકોર.
પ્રકાશક:—ભટ રેવાશંકર બાલાશંકર, પાગલ મંડળ, ખેડા.
મુદ્રક:—રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદી.
મુદ્રણ સ્થાન:—સરસ્વતી પ્રીન્ટીંગ પ્રેસ, ભટવાડી પોળ પાસે, ઉમરેઠ.